

(श्रीमद् ब्रह्मांड पुराणान्तर्गत)

# ॥ श्री सत्यविनायक व्रत पूजा कथा ॥

મૂળસહિત-ગુજરાતી ભાષાંતર સહ.

---

સંવત ૧૯૮૫. સન ૧૯૨૯.

કીંમત રૂ. ૦-૬-૦

॥ ॐ परमात्मने नमो नमः ॥

શ્રી સનાતન વૈદિક શ્રૌતસ્માર્ત્ત વર્ણાશ્રમી સજ્જન

ભક્ત ઉપાસકના પરમ કલ્યાણાર્થે

ૐકાર સ્વરૂપ શ્રી મહાગણપતિને આદ્ય લઈ

સદાશિવ વિષ્ણુનારાયણ સૂર્ય બ્રહ્મશક્તિ પંચાયતન

અભેદ પ્રભુપદના મુમુક્ષુઓને માટે

# ॥ श्री सत्यविनायक व्रत पूजा कथा ॥

વેદોક્ત પુરાણોક્ત પૂજાવિધિ સહ-કથા મંત્રોનું શુદ્ધ

ગુજરાતી ભાષામાં ભાષાંતરકર્ત્તા:—

**श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीमत् सद्गुरुश्री**

**स्वामिश्री विनायक योगी महाराज.**

હાલ ક્ષેત્રનિવાસ-ઓરીસ ખડકી-ભૃગુક્ષેત્ર (ભરૂચ).

---

પ્રસિદ્ધ કર્ત્તા:—

**મેસર્સ જમનાદાસ જીણાભાઈ એન્ડ સન્સ.**

**મુંબાઈ.**

સંવત ૧૯૮૫ સને ૧૯૨૯ પ્રત ૧૦૦૦.

કીંમત રૂા. ૦-૬-૦ રૂપીઆ.

ૐ

॥ श्री ॐकार स्वरूपाकाराय नमो नमः ॥

# " ભૂમિકા "

આ સ્થાને વર્ણન કરવા ખુલાસારૂપ લખવાનું કાંઇ પણ હોય જ નહિં. કારણ કે વેદોના સુલભ સુરમ્ય સૂત્રમંત્રોના સંપૂર્ણ વિસ્તારરૂપે અનુભવજન્ય ભક્તોને પ્રભુસેવા માટે શ્રીમત્ **વ્યાસ નારાયણ** મહારાજે પુરાણગાથાઓ રચી છે. સનાતન વૈદિક **ધર્મ-સાહિત્ય** પ્રવાહ-**કર્મસાહિત્ય** પ્રવાહ-**જ્ઞાનસાહિત્ય** પ્રવાહ-તત્વ-**સાહિત્ય** પ્રવાહ-**યોગસાહિત્ય** પ્રવાહ-અને અંતે **નવધા** પ્રેમ-સ્વરૂપ **આત્મનિવેદનતા**-અખંડા **પૂર્ણભક્તિ** પ્રવાહ-ના કેવળ નિતર્યા નિર્મળપણાથી નદીઓ સમુદ્રમાં તદ્દરૂપતા થઇ છે. વેદ વેદાન્ત બ્રહ્મસૂત્રથી પોતાના હાથ ધોઇ "ब्रह्मवेद ब्रह्मैव भवति" એમ સિદ્ધ બ્રહ્માકારમય જીવન્મુક્તતાનો સ્વયંજ્યોતિ અમૃતરસ-પાન કરનારા ભક્તજીવાત્માઓને તાદાત્મ્યતાને માટે પ્રકાશમાં મુકી પ્રેરણા કરી ગયા છે. એજ **વિદ્યાદાન**નો અપરિમિત **ઉપકાર**!!! એટલે હવે શું જ લખવું!!!

આ ગુર્જર **ભૂમિકાના ચાતુર્વર્ણાશ્રમી** સજ્જન **બંધુઓ અને બ્હેનો**!!! આપણા ગુજરાત પ્રદેશની પ્રજા ભારત પ્રદેશમાં અનેક રીતે જેમ ઘણી જ પછાત છે. તેમજ સનાતન વૈદિક ધર્મના અવિચ્છિન્ન અભેદ જ્ઞાનભક્તિના તેમ ધર્મ કર્મના મર્મભર્યા મહિ-માથી પણ બહુ જ પછાત છે. **સાહિત્ય**ના અભ્યાસ અને સેવનની ખોટ માનીએ—તેમ તેવા અભેદ **જ્ઞાન** ધરાવનારા **સંતજીવનમુક્ત** યોગી બોધકોની પણ ખોટ માનીએ-પણ તેની સાથે તેવા **અધિકારી મુમુક્ષુપાત્રો**ની પણ સદાએ ખોટ જ સમજીએ.

આધુનિક પ્રપંચકાળમાં અધમતાના પ્રવાહો જોશભેર વહ્યા ચાલે છે. આ સમયે (**"દુનિયાં ઝુકતી હય ઝુકાનેવાલા ચાહિએ"**) સ્વાર્થશ્રમ-વિલાસના ઉત્સાહી-અભેદ પરમાત્માના નિષ્કંટક નિર્ભય સ્વરૂપમાં ભેદ પાડી, અવિચારી પુરૂષો આગ્રહી મત પંથાદિક વાડાઓ-વાળી, આંતરી બેઠા છે તથા અન્ય નામધારી **સમાજો**-મંડળો-**અને** બુદ્ધિનો મહિમા વધારનાર **બૌદ્ધાદિ** મંતવ્યોની ઇન્દ્રજાળનો ફેલાવો કરનાર નામધારી **મહાત્માઓ** અને **વટલપંથી**ઓએ સનાતન વૈદિક વર્ણાશ્રમ માર્ગમાં અનેક **પગપંથી** કરી ઉલટસુલટ ડોહોળા જળપ્રવાહમાં ખેંચી નાખી **ધનહરાનંદ-શ્રીહરાનંદ-ધનહરિદાસો** બની પોતાના બંધુઓમાં પ્રપંચ વાણીના પાવડાથી લુંટ ચલાવી રહ્યા છે. અન્ય રીતે કર્મફલ ચાખવા અવતાર પામેલા અનેક રીતે દુઃસહ દુઃખભર ત્રાસ ભોગવતા રાજ્યતંત્રના ગોહભર અપાર બોજા નીચે ડુબતાજ ચાલે છે એવા અકૃપારૂપ **આપત્તિ** કાળમાં પોતાનો સાચો સરળ **સનાતન વૈદિક ધર્મ** ચગડોળે ચઢીને ઝોલાં ખાય છે એટલું જ નહિં પણ ત્રૈલોક્ય તારણહાર શ્રીઇષ્ટ સદ્-ગુરૂ સ્વયંજ્યોતિ પરમેશ્વર **ૐકારનાથ** સ્વરૂપ અભેદ **પંચાયતનના** મહાન્ મહિમા તરફ પોતાના **અભ્યુદય** અને કલ્યાણાર્થે કોણ જ ધ્યાન આપે !!!

પોતાના વ્હાલામાં વ્હાલા અખંડ અવિનાશી ૐ **પ્રિયપતિ** પ્રભુનો તેમ તેમના તરફની ભક્તિનો અપૂર્વ આનંદ મહિમા અકથનીય જ છે. અંધશ્રદ્ધાવાળા આ ગુજરાતના ચાતુર્વર્ણ્ય પ્રજાવર્ગમાં **લોભીયા ધુતારાના** સંબંધરૂપમાં અન્ય વિભાગમાંના પાખંડ પ્રકાશક ભક્તિના બાહ્યડોળધાલુ-વેષધારી બંધુઓ-ગુર્જરને હજુ પણ પચાસ સો વર્ષ પાછો હઠાવવાને માટે દેશના હિતશત્રુ મહાત્માઓ બની અને અગ્રગણ્ય મહાપુરૂષો બની ગુજરાતીના કર્મફલો ભોગવાવવા

આવી મળ્યા હોય તો ગુર્જરીનાં **હતભાગ્ય જ**!!! કેમકે આખા ભારતમાં **ગુજરાત** જેવો દયાલુ, ઉદાર, વિશ્વાસુ **પવિત્રસેવાભાવથી** દ્રવિત બુદ્ધિવાળો, પ્રેમી, રસિલો, અન્ય દેશ નથી જ. એવા દેશના **નિતર્યા** જનોને ઠગવા એ કંઇ વિશેષ નથી. આ સમયે સંતજીવન્મુક્ત યોગી મહાત્માઓ સાચી રીતે દેશહિત સંભાળી અધર્મના ઉચ્છેદસહ શ્રીૐકારનાથ પરમાત્માના પરમપ્રિયપાદમાં સંપૂર્ણ શ્રદ્ધાની જમાવટપૂર્વક–પરમ કલ્યાણી ભક્તિના મર્મની દૃષ્ટિ રાખી માત્ર જનકલ્યાણાર્થ શુભ પ્રયાસ આદરી રહ્યા હોય તો આ ગુર્જર બંધુઓના ઉપરનો **અવર્ણનીય** ઉપકાર જ છે. આ કાળમાં ગુજરાતમાં અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધ કરતાં અનેક બીડાં પણ તેજ ઉઠાવી રહ્યા હોય છે. છતાં જાગૃતિ આપ્યા જ કરે છે.

આ **श्री सत्य विनायक व्रत पूजा कथा**નો સંપૂર્ણ મહિમા ભારતવર્ષમાં પ્રચલિત છતાં દક્ષિણી પ્રજાવર્ગમાં અતિ સન્માનરૂપ પ્રકાસી રહ્યો છે. ગુજરાતમાં બ્રાહ્મણો સુદ્ધાંત જાણતા નથી. એમ કહેવામાં નિર્દોષ વાત છે કેમકે આ વ્રત પૂજા કથા **ગુજરાતમાં** બીલકુલ **અપ્રસિદ્ધ** જ છે. જ્યાં સનાતન વૈદિકધર્મની કુલ પૂર્ણ મર્યાદારૂપે સાંગોપાંગ ૐ**કારનાથના અભેદ પંચમાત્રા** સ્વરૂપ પંચાયતનની અભેદતા જ સમજતા નથી. આગ્રહી મતમતાંતર સમાજ લુટારૂઓ લુંટ ચલાવી રહ્યા છે અને દરોડા ઉપર દરોડા પાડનારા નિત્ય નવા નવા પ્રકટ થાય છે. ત્યાં આ **અભેદ મહિમા** કેમજ સુપ્રસિદ્ધ હોય !!! માત્ર વર્ણાશ્રમ વિસ્તારમાં નિત્ય નૈમિત્તિક પ્રયોગમાં ૐકાર સ્વરૂપ **મહાગણપતિ**નું આદ્યપૂજન વ્યવસ્થા સચવાઇ રહી છે એ જ ગુજરાતનું મહદ્‌ભાગ્ય ? ? ? આવા સમયે અભેદ **વેદાન્ત** સિદ્ધાન્તના અનુભવ મર્મના સત્ય પ્રકાશક–પરમાત્માની કૃપા પ્રસાદીરૂપ, મહાત્મા-

એોનાજ હૃદયમાં જે કરૂણા પ્રાપ્ત થાય અને પોતાના સ્વદેશ કલ્યાણાર્થ અને અનંત ઉપાસક ભક્તોના કલ્યાણને માટે અમારી વિનંતી તેમનાજ હૃદયમાં ઉતરે છે.

શ્રીમાન્ પ્રૌઢ પ્રતાપી અત્યંત કરૂણા સાગર શ્રી ૐકારનાથના અંશાવતારી શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીસદ્‌ગુરૂવર્યશ્રી **વિનાયકયોગી મહારાજ** છેક વૃદ્ધાવસ્થામાં ક્ષેત્રનિવાસ રૂપે **શ્રીનર્મદા તીર** ભૃગુક્ષેત્ર (ભરૂચ)માં પાંચેક વર્ષથી નિવાસ કરતા છતાં સ્વદેશ હિતચિંતક પ્રભુબલથી ઉપાસક ભક્તજનોને માટે પ્રયત્નો આદરતાજ ચાલે છે. ચારે તરફના પ્રભુના ભક્તોને દર્શન અને બોધની વૃષ્ટિમાં સ્નાન કરાવતાં આત્મનિવેદન ભક્તિસહ ખાસ **જીવન્મુક્તતાનો** પરમાનંદ સેવી રહ્યા છે. જોકે આ સમયે તેમની શરીર સ્થિતિ **પથારી વશપણાની** થઇ પડી છે છતાં અમારી વિનંતીથી અનેક ભક્ત ઉપાસક બંધુ વર્ગ તથા બ્હેનોના સમૂહમાં સાચી રીતના કલ્યાણનો માર્ગ સમજાવવા. કથા વિભાગનું ગુજરાતી ભાષામાં સરળ ભાષાંતર કરી પોતાની આપેજ લખી સ્વદેશમાં પ્રભુ મહિમાને વિસ્તૃત કીધો છે. એવા પરમ **ભક્તિના ભંડાર** રૂપ-**જીવન્મુક્ત** પુરૂષનાં દર્શન અને તેમના કરેલા દેશજનોના હિતરૂપ **ઉપકારો** વિસ્મરણીય નજ હોય ! ! ! અમને તો સંપૂર્ણ આનંદજ ઉદ્ભવે પણ અન્ય ગુર્જર ભૂમિના સુજ્ઞ સાત્વિક **સજ્જન** બંધુઓ અને **ભક્ત ઉપાસકો** પોતપોતાના સત્કર્મ પ્રભાવથી અને પોતાની **પ્રેમ ભક્તિથી** આ ગ્રંથને શુભાશ્રય આપી કૃતાર્થ થશે અને આભારી કરશે.

મહાપ્રભુ ! ! ! ૐકારનાથ પરમેશ્વર સર્વના અંતરમાં પ્રકાશમાન છોજ.

આપનો સદાનો નમ્રબંધુ

**મેસર્સ જમનાદાસ જીણાભાઇ એન્ડ સન્સ**

કુંભાર ટૂકડા—ભૂલેશ્વર—મુંબાઇના જયગુરૂ ગણેશ.

ॐ

# ॥ अर्पण पत्रिका ॥

सकल वेदो उपनिषदो शास्त्रो पुराणो प्रतिपाद्यअस्तित्व अधिष्ठान श्रीपरमात्मा परब्रह्म परमेश्वर—परसंवेद्य-स्वसंवेद्य—पूर्ण-ब्रह्म स्वयंप्रकास चैतन्य घन—आद्येश्वर आदि अंतरहित—अक्षरातीत—शब्दातीत संख्यातीत-गुणातीत-कालातीत--अवस्था-तीत-देहातीत—मायातीत-वाणी मनातीत छतां अन्वय भावे सर्वथी पूर्ण पर्यंत वाणी मन सहित बाह्यांतरप्रदेशभर उपास्यरुपे सभर छो. ऐवा अभिन्न निमितोपादान कारणथी सुप्रसिद्ध अभेद ज्योति ॐकार-नाथ-सदगुरु स्वतःसिद्ध निर्विकल्पीत आकारथी दर्शनदाता श्रीमहागणपति

महाराजना पादमां.

ૐ એવા ઉચ્ચારપૂર્વક આપશ્રી પૂર્ણબ્રહ્મ બાહ્યાંતરમાં સંપૂર્ણ સભર સ્વયંપ્રકાસ **ઉપાસ્ય** પ્રભુ છો. આપશ્રી નિરંતર ચૈતન્ય ઘન **સ્વયંજ્યોતિ** સર્વાંતરમાં દરયા દરમ **અવિનાશી** છો. આપશ્રી અનંત બ્રહ્માંડના **અધિષ્ઠાન** રૂપે **બ્રહ્માંડાધીશ્વર** હોવાથી દેવો, મનુષ્યો અને આસુરી જીવાત્માઓને પણ સર્વથા સર્વદા વંદનીયજ છો. આપના પરમ પ્રકાશમાન સ્વરૂપનું વર્ણન યથાર્થ રૂપે વેદો અને શેષ શારદા વિધિ હરિહરાદિક પણ કરી શકયા નથી પણ આપશ્રીની પૂર્ણ કૃપાથી આપના જ્યોતિ સ્વરૂપનો મહિમા અને વર્ણન વર્ણવવા વાણી મનદ્વારાએ સૌ કોઇ સમર્થ થાય છે.

હે **મહાપ્રભો** !!! આપશ્રીના ચૈતન્ય સ્વરૂપની નિરંતર સમાધિ કરનાર શ્રી **સદાશિવ**–મહેશ્વર તેમ ઋષિશ્વરો–મુનિશ્વરો–સંતો–જીવન્મુક્ત યોગીઓ **ઉપાસ્ય**–સ્વરૂપે ધ્યાન નિમગ્ન રહે છે. એવા આપજ શુદ્ધ બુદ્ધ સચ્ચિદાનંદ છો.

હે પરમ **કૃપાળુ** !!! આપજ સિદ્ધિ બુદ્ધિના **પતિ** સ્વરૂપ છો. અષ્ટ **સિદ્ધિ** અને શુદ્ધ **બુદ્ધિ** જેને વેદમાં અને યોગશાસ્ત્રમાં **ऋतंभरा प्रज्ञा** નામથી વર્ણવે છે. તે ઉભયના યોગમાં બેલક રૂપે નિવાસ કરી રહેલા **योगनाथ**–प्रियपति–સ્વરૂપે તેમ યાવત્ દેવ મનુષ્યાદિમાં ज्येष्ठराज નામથી હૃદયાંતર જ્યોતિરૂપે સર્વદા પ્રકાશમાન છો. અનેક બ્રહ્મ સ્વરૂપ આત્માના ब्रह्मणस्पति પોતેજ **સ્વસંવેદ્ય** પરસંવેદ્ય છો. શ્રીવિશ્વાત્મિકારૂપ **અવ્યકત** નામા. મૂળ માયા પ્રકૃતિ શુદ્ધ બુદ્ધિ રૂપ પવિત્ર નિર્મળ જગમાં આપ તુર્યાતીત પરમેશ્વર સ્વયં बिंब છતાં, बिंब સ્વરૂપે-તુર્યપાદમાં-ઈશ્વર-**सदाशिव** નામથી સુપ્રસિદ્ધ છો. તેનીજ રીતે પોતે પૂર્ણ સત્તાધારક પૂર્ણબ્રહ્મ છતાં સમપાદમાં સર્વજ્ઞ–સર્વેશ્વર સ્વરૂપે **સમષ્ટિ** ભાવે સર્વાંતર્યામી-સર્વવ્યાપક विष्णु नारायण નામથી **સ્વપ્રકાશ છો. આપજ** પોતે આદિશ્વર આદિનાથ સ્વરૂપથી આદ્ય

પૂજનાધિકારી સનાતન વૈદિક ધર્માજનોનું :આદ્ય પૂજન લઇ ઉપાસ્ય રૂપે ઇષ્ટ સદ્‌ગુરૂથી શરણુ આપી કલ્યાણ કરો છો. આપજ પોતે સૂર્ય-ચન્દ્ર-તારા વિગેરે **પ્રતિબિંબ** રૂપ અનંત **જીવાત્મા ચૈતન્ય** સ્વરૂપે પૂર્ણપણે સભર **દર્શન રૂપ** છો. **બ્રહ્મવેત્તાઓ** તમારા અનેક **સ્વરૂપથી**-અનેક **નામથી** તેમ સાકાર નિરાકાર સમાન ભાવથી-મૂર્ત્તામૂર્ત્ત સમાન ભાવથી-ભક્તિ પૂર્વક સ્મર્ણ પૂજનાદિ કરે છે. છતાં આદિ અંત રહિત રૂપે પોતે અનિર્વાચ્ય વેદાતીત છો.

**હે સ્વયંપ્રકાશ પ્રભો** ! ! ! આપજ પોતે ચાર્વાક બુદ્ધિ બલના વચનમાં **શરીર** રૂપે મનાયા છો. આપજ પોતે સેશ્વરવાદી જીન બંધુઓના પોતાના મતાધિકાર પૂર્વક પોતાના શાસ્ત્ર મંતવ્ય પૂર્વક **અરિહંત** નામે ગવાયા છો. આપજ પોતે દ્વૈતવાદમાં અનંત **જીવાત્મા** રૂપ સમજાયા છો. આપજ પોતે **સમષ્ટિ** વ્યષ્ટિ અભેદે દેવોના ભાવમાં **શુદ્ધ અદ્વૈત** મનાયા છો. આપજ પોતે અદ્વૈત વેદાન્ત સિદ્ધાન્તથી તુર્યબ્રહ્મ-નેતિબ્રહ્મ-મહેશ્વર **શિવ** સ્વરૂપ દેવમાન્ય છો. એમ સર્વમાન્ય પોતે છતાં આપના દ્વૈતાદ્વૈત રહિત-જીવ શિવ ભાવરહિત-આપના પાદાતીત તુર્યાતીત ગુણાતીત સ્વરૂપનું વર્ણન કેવી રીતે વર્ણવાય ! ! !

હે અવિચલ **કૃપાળુ** ! ! ! આપના ઉપાસ્ય સ્વરૂપના પ્રેમ-જ્યોતિ રૂપ **પ્રિયપતિ** પાદમાં સિદ્ધિ બુદ્ધિ કે જેઓ **વિશ્વવ્યાપિની** છે. તે આપની કોટિ સૂર્ય પ્રભામાં **નિશ્ચેષ્ટિત** રૂપે સમાય છે. જેમ નદીઓ પોતાનામાંના સર્વ વિકારો સાથે **મહાસાગરમાં** તદ્‌રૂપતાને પામે છે. એમ આ ઉભય પ્રકારની પણ અભેદ રૂપ માયા ( સિદ્ધિ બુદ્ધિ ) પોતાના ગુણોરૂપ **પુત્રોના** તરંગ લહેરી બુદ્‌બુદાસહ આપના **સ્વયં પ્રકાશમાં** તન્મયજ થાય છે. એવો અકથનીય **મહિમા** પણ અવર્ણનીય છે.

હે ભકત વત્સલ **ભગવન્ !!!** આપશ્રીનું ૐકાર **એવું નામ** સહ આપનું **સ્વરૂપ** સ્વતઃસિદ્ધ (બનાવટ કૃત્રિમ નહિં) સ્વયં આકાર રૂપજ **શ્રીમહાગણપતિ** નામથી વેદ સિદ્ધ છે. ૐકારનો સ્વતઃસિદ્ધ આકારજ गजाकार છે. એ વાતને શ્રુતિ વેદ કહે છે. જેથી વેદમાન્ય દેવો મનુષ્યો ઇત્યાદિમાં તથા યાવત્ કર્મ ધર્મમાં પણ **માન્યતા** એ સેવાય છે. એટલે **ઉપાસ્ય** રૂપે સર્વ માન્યજ છો. આપનું સુરમ્ય શ્રીગણપતિ સ્વરૂપની કલ્પના કોઇએ કરી નથી. જેથી યાવત્ સનાતન વર્ણાશ્રમી જીવાત્માઓનું સાચું ઉપાસ્ય તેમ જ મહાગણપતિ સ્વરૂપ આપજ શ્રીૐકારનાથ છો.

**આપશ્રી** પોતે સર્વ સત્તાધારક **અધિષ્ઠાન** બ્રહ્મ છો-તેથી **પોતાની માયા પ્રકૃતિ (બુદ્ધિ)** ના સંયોગોમાં તુર્યપાદ પોતેજ **ઇશ્વર અથવા શિવ** સ્વરૂપ કહેવાઓ છો અને તેજ તુર્ય સ્થાનની પોતાની **સત્તાથી** જગતની ઉત્પત્તિનું નિર્માણ કર્યાનું શાસ્ત્રોમાં પ્રમાણ છે. તે આપ પોતેજ **પરમેશ્વર** છતાં ઇશ્વર થયાથી સંખ્યા-તીત છતાં સંખ્યાત્મક **એક**-પ્રમાણથી કહેવાય છો. પછી તે પોતાની માયા પ્રકૃતિ-બુદ્ધિ-( મહત્તત્વ ) ના ઉભય પ્રકારમાં જોડાયા છો. મહત્તત્વના **વિદ્યા** અને **અવિદ્યા** એવા પ્રકાર છે વિદ્યા પ્રકારમાં સમષ્ટિ ભાવે સત્વગુણ પ્રધાન હોવાથી તેમાં તમારી સત્તા સર્વેશ્વર સર્વજ્ઞ અંતર્યામી **વ્યાપકરૂપે** સમજાય છે. શાસ્ત્ર તેને વિષ્ણુ કહે છે. તેમજ अविद्या પ્રકારમાં જોડાતાં **રાજસ તામસ** પ્રધાન હોવાથી તેમાં કેવળ પરાધીન પરતંત્ર **જીવાત્મા** સ્વરૂપે કહેવાઓ છો તે આપજ છો. એમ ઇશ્વર-જીવ-પોતેજ પોતાના અંશ રૂપ હોવાથી પોતેજ તેમના ઉપાસ્ય છો. ત્રિકાલ ધ્યાનસ્થ સમાધિમાં રહેનાર તુર્ય યોગી **સદાશિવ** તે આપના સાકાર નિરાકાર અભેદ સ્વરૂપમાં તદ્-

રૂપતા સેવે છે—છતાં તુર્યપાદમાં જગતની ઊત્પત્તિ સ્થિતિ પ્રલયનો વિકાર હોવાથી તે દોષમાંથી મુક્ત કરવા રૂપે સદાશિવના ધ્યાનમાં ઊત્પન્ન થતા **પુત્રભાવથી** તમો **વેદમાન્ય પુત્ર** કહેવાયા છો. પુત્ર રૂપે દર્શન આપી પોતાના સ્વયં પ્રકાશ **તુર્યાતીત** પાદમાં અમૃત પાઇ તૃપ્ત કરો છો એ ગુપ્ત મહિમા મહા જ્ઞાની જનો સમજે છે.

સુવર્ણના અલંકાર દેખાઓ કે સોનાની લગડી રૂપે દેખાઓ. બાહ્ય દૃષ્ટિ રૂપ મૂર્તિભાવ અને અંતર દૃષ્ટિ રૂપ અમૂર્ત્તિ ભાવ એ આપનીજ અધિષ્ઠાન રૂપ સત્તા છે. એટલે દશ્યાદશ્ય **મૂર્તિ અમૂર્તિ** એવા દ્વંદ્વ ભાવમાં પોતેજ પૂર્ણ બ્રહ્મ છો. એમ શ્રુતિના અનુભવ સિદ્ધ સમજાવવાને માટે આ સૃષ્ટિ કાળના આરંભની આજ્ઞા આપની થતાં તે કાર્યમાં **નિર્વિઘ્નતા** ઇષ્ટસિદ્ધિને માટે બ્રહ્માજીએ સત્ય મર્યાદા જોઇ આપની સુરમ્ય રત્નમયી (ૐકારના આકારરૂપજ) સ્વયંજ્યોતિ મૂર્તિ માત્ર સનાતન વૈદિક ધર્મ ભક્તિમાન જીવાત્મા રૂપ માનવ પ્રજાના કલ્યાણાર્થે અખંડજ સ્થાપન કરી અને ત્યાં આપ મયૂરેશ્વર અથવા મોરેશ્વર નામથી સુપ્રસિદ્ધ નિવસો છો અને ભક્તોનો ઉધ્ધારજ કરો છો.

હે **પ્રભો** !!! માયાબુદ્ધિના યોગે સ્વયંબુદ્ધિ રૂપે **બ્રહ્મ શક્તિ** પણ આપજ છો. બુદ્ધિ પ્રકાશક રૂપે ગાયત્રી મંત્રમાં વર્ણવેલા **સવિતા** રૂપે પણ આપજ છો, તેમ બુદ્ધિના અંતર્યામી વ્યાપક રૂપે પ્રવેશ કરનારા વિશ્ ધાતુના અર્થ રૂપ વિષ્ણુ નામ પણ આપનુંજ છે. વળી બુદ્ધિના સાક્ષી રૂપે બુદ્ધિથી અસંગ થતાંજ શિવ સ્વરૂપે આપજ કહેવાઓ છો. એવા પોતે વેદ મંત્રના ગુપ્ત મહિમા રૂપ બુદ્ધિપતિ ગણપતિ આપ ૐકારનાથ છો.

**હે દીન દયાળ**!!! આપજ સનાતન વૈદિક ધર્મના શ્રૌત સ્માર્ત્ત સ્વર્ગિય **કલ્પતરૂને** આશ્રય આપવા માટે અનેક સ્વ-ધર્મ સ્થાપન સદ્બોધાચાર્ય રૂપે તથા કોઇ સંત જીવન્મુક્ત યોગી સ્વરૂપે અવતારિક ગણાયા છતાં આપજ બોધાતીત બોધની **અભેદતા** સમજાવી રહ્યા છો. અને અનંત જીવાત્માઓની તારણ **નૌકા રૂપે** કલ્યાણકારી ગણાઓ છો. છતાં આમ આપશ્રીની **કારૂણીક મૂર્તિ**ના સ્વરૂપને **પામર વિષયી** જીવાત્માઓ કદાપિ જાણતા સમજતા નથી. શરીરના જોનારને સર્વ રૂપ **શરીરજ** દૃષ્ટિમાં આવે છે. તેથી મનુ-ષ્યરૂપે જોનારાને આપના અવતારિક કરૂણામય દર્શન થતાં નથી એજ આશ્ચર્ય !!!

પોતે પોતાને ઓળખાવનાર પણ આપ એટલે આપ સુબુદ્ધિ પ્રકાશક સદ્ગુરૂ થઇ બુદ્ધિપતિ રૂપે જન સમાજમાંના ભક્તોને ઓળખાઓ. એવી કરૂણમય આપની ચર્ણ સેવામાં સદાકાળ રહીએ **અને શરીર જગત** ભુલી જવાય. એમ આપશ્રીની સ્તુતિ કરી **પ્રચ્છીએ છીએ.**

હે ૐકારનાથ પ્રભો !!! હમારા હજારો અપરાધોના ક્ષામ્યતા બક્ષી અમોને આપના પવિત્ર ચર્ણ શર્ણમાં રાખો એજ વિનંતિ છે.

ॐ तत्सत्

---

॥ ૐકાર પરમાત્મને નમઃ ॥

# सनातन वैदिक धर्ममां ॐकारज परमेश्वर छे.

---

સમસ્ત બ્રહ્માંડના માત્ર આ ભારત પ્રદેશમાંજ જુનામાં જુનો સત્ય **સનાતન વૈદિક ધર્મ** અને **વર્ણાશ્રમ** વ્યવસ્થાનું વૈદિક બંધારણુજ છે. બાકી અન્ય કોઇ દેશમાં પણ વર્ણાશ્રમ ધર્મ નથી. પ્રથમ એટલે ઘણા જુના કાળમાં માત્ર વર્ણાશ્રમી મનુષ્યો વેદ શાસ્ત્ર-સ્મૃતિ પુરાણ માન્ય સ્વધર્મનું યથાર્થ પાલન કરતા હતા. અને તેમના નિવાસમાં ધર્માધર્મની વ્યવસ્થા--ન્યાય અન્યાય, સત્યાસત્યની મર્યાદા સચવાતી હતી. વિશેષ પ્રજા વર્ગ વૈદિક પુરાણ રીતીએ પ્રભુનો મહિમા સમજી ઉપાસના કરવામાં કુશળ રહેતો હતો. આજ તેનો ભ્રંશ થયો છે. પ્રભુ ૐકારનાથના અભેદ સ્વરૂપનું બંધારણ તુટીને નામ ભેદના મહિમામાં પણ છીન્નભિન્નતા અને કલેહો નિંદાઓ થવા લાગી છે. સનાતન રીત સમજનારા સમજાવનારા અભેદ જ્ઞાનમાં ખોટ ખાઇ પડયા છે અને તેવા બોધકો પોતાના ઉદરંભરી સ્વભાવની સાથેના સ્વાર્થના બલમાં આગ્રહી મતમતાંતરના ભેદમાં સામેલ થઇને અગડં બગડં ચલાવી **ધર્મની પોલ** કહેનારાઓની વાણીને સહાયતા આપવા લાગ્યા છે. એજ હિંદ ભૂમિકાનાં પડતીનાં કારણનો પ્રથમ પાયો છે.

પ્રભુ પરમેશ્વર પરબ્રહ્મ પરમાત્મા પ્રિયપતિ બ્રહ્મણસ્પતિ અખંડ અવિનાશી સત્ય નિત્ય અભેદ સંખ્યાતીત, ગુણાતીત અક્ષરાતીત ૐકાર નામથી ૐકારનાથજ છે. તેજ પૂર્ણ બ્રહ્મ અધિષ્ઠાન અને ઉપાસ્ય સ્વરૂપથી છે. ઉપાસ્ય ભાવમાં બે પ્રકાર સમજવાના છે.

**સ્વસંવેદ્ય–પરસંવેદ્ય** એમ બે પ્રકાર **ૐકારનાથના** સ્વરૂપમાં **જાણવા.** વળી ૐકારમાં પાંચ માત્રાના અભેદ ભેદોનાપ્રમાણથી સનાતન **વૈદિક** ધર્મના વર્ણાશ્રમી યાવત્ સજ્જન અધિકારીજનો પોતાના વૈદિક અધિકારપૂર્વક **પંચાયતન** દેવ સ્વરૂપે **મૂર્તિઓ** રાખી પૂજન અર્ચન કરે છે અને તેવાંજ મંદિરમાં તેની **મૂર્તિઓની** સ્થાપના પણ કરે છે. પંચાયતન દેવ ( શક્તિ,સૂર્ય,વિષ્ણુ, શિવ, ગણેશ, ) આ પાંચ માત્રાનાં પાંચ નામ છે તે સર્વત્ર સુપ્રસિદ્ધજ છે તે પ્રભુનાં નામો અર્થ અને સત્તા ના સ્વરૂપેજ વેદોમાં માન્યતા ધરાવે છે.

આ ૐકારનાથ પરમાત્મા **સ્વતઃપ્રમાણ** અને પરતઃપ્રમાણ ભુત સ્વતઃ વેદાતીત છતાં વેદરૂપ અને માયાતીત છતાં **માયાના** અધિષ્ઠાનથી સમન્વય છે. પ્રભુમાં અતીત શબ્દ **સ્વસંવેદ્ય** પ્રકાર અને **પરસંવેદ્ય** પ્રકારની અભેદતા સમજાવે છે.

૧ ૐકારના ઉપાસ્ય ભાવમાં માયા પ્રકૃતિ અવ્યક્ત બુદ્ધિના સંપૂર્ણ દશ્યાદશ્ય લયની સમજણ સાથે સ્વસ્વરૂપ ૐકાર જ્યોતિની પૂર્ણતા દર્શાવનાર તે **સ્વસંવેદ્ય** પ્રકાર છે અને તેજ પ્રભુ સ્વરૂપના મહિમામાં **મૂર્ત્તિ અમૂર્ત્તિની** સંપૂર્ણ ભાવના સમાયેલી છે.

૨ તેજ ૐકારના **ઉપાસ્ય** ભાવમાં માયા બુદ્ધિ પ્રકૃતિના **સૂક્ષ્મ અક્ષર શબ્દ નાદરૂપનું** સંપૂર્ણ નાસ્તિત્વ–એટલે પ્રભુજ્યોતના શાન્તિ કૈવલ્ય સ્વરૂપમાં પૂર્ણપણાના અંગે અન્ય કાંઇ પણ ન હોવાપણાના સિદ્ધાંતથી તે પૂર્ણ જ્યોતિનું પૂર્ણત્વ દર્શાવનાર કૈવલ્યતાનો ભંડાર આ પરસંવેદ્ય બ્રહ્મસ્થાન છે.

એમ ઉભય પ્રકારથી **અન્વય વ્યતિરેક** લક્ષણાના અભેદમાં સ્વસંવેદ્ય પરસંવેદ્ય ઉભયતાનો અભેદજ છે. એમજ સગુણ–નિર્ગુણ ભાવનો પણ અભેદ–સાકાર–નિરાકાર ભાવનો પણ અભેદ–મૂર્તામૂર્ત

ભાવનો પણ **અભેદ**, **એવા અનેક** ત્રિભયત્વ ભાવમાં **અવશેષ અભેદત્વ** અસ્તિત્વ–પૂર્ણબ્રહ્મ–સ્વયંપ્રકાશ–**સ્વતઃસિદ્ધ** તેજ ઉપાસ્ય **તુર્યાતીત** પ્રભુ ૐકારનાથ છે.

માત્ર **ચ વાંક** વિચારના–જેના શિવાય અન્ય પરમેશ્વરને માનવા-વાળા છે, પરમેશ્વરના **સનાતન** વૈદિક ધર્મના અભેદ સિદ્ધાન્તમાં નામભેદથી **મત–પંથ-મંડળો–સમાજો** અને **સંપ્રદાયના** આગ્રહી-વાડાઓવાળી–પોતાના અગડંબગડં મંતવ્યોથી પોતાના અનેક રક્ષણોની ચુસ્તતાને માટે **વ દો** રચીને સનાતન વૈદિક ધર્મના અને તેના અભેદના **પ્રતિવાદી** બન્યા છતાં અમોજ સાચા સનાતન વૈદિક ધર્મિ છીએ એમ બતાવવા મથે છે. **પણ** ૐકારનાથના **સ્વતઃ**-**સિદ્ધ સ્વસ્વરૂપની** જે **સમજણ** સનાતન **વૈદિક ધર્મમાં છે. તે તેઓના** મંતવ્યમાં નથી. એવા પ્રતિવાદીઓના મંતવ્યો બહુજ નીચા સ્થાન શ્રેણીના એટલે માયા–ઈશ્વર અને જીવના સ્થાનને માટેજ છે. **એજ** મિથ્યા આગ્રહ તેમના વાડાના બંધારણના મહત્વને **સમજાવે** છે.

સ્વતઃસિદ્ધ એટલે જેને **પ્રતિપાદન** કરવાને અન્યની જરૂરજ નથી છે **અને** છે. અન્ય પ્રમાણ કે **અનુભવ** અનુમાનની જરૂરજ પડતી નથી. આમ કહેવાનું તાત્પર્ય એ છે જે આ ૐકારનાથને માનવા-વાળા **સનાતની** સજ્જનો શિવાયના પંથ–મત–મંડળો સમાજોના **અગ્રગણ્યો** અને **આગ્રહી** ગણાવનારા આચાર્યો ઉપર વર્ણવેલા ત્રિભય ભાવના અભેદની ઉચ્ચ સૂક્ષ્મબુદ્ધિ અગમ્ય સ્વરૂપના અનુભવનો અમૃત સ્વાદ ચાખી શકતા નથી. પણ **પડતીની ગતિએ** જનારી પ્રજાના ભાવી બલથી વિપરીત ભેદો દાખલ કરનારા વિશેષ ભેદોનો અંધકાર જમાવતા ચાલે છે. કોઇ એકપક્ષે સગુણ-સાકાર કે મૂર્તિનેજ ણાવી મનાવે, ત્યારે કોઇએક **પક્ષે** નિર્ગુણ–નિરાકાર કે અમૂર્તિનેજ

માની મનાવે. એમ ૐકાર નાથના **ઉપાસ્ય** અભેદ સ્વરૂપમાં વાદો અને ખંડન મંડનના કલહ કંકાસો ઊભા કરી સત્ય સિદ્ધાન્ત અનુભવથી વિમુખ થઇ રહેતાં **અકૃપાના** ભાગી થાય છે. અને દેશ સહ **દેશબંધુઓને** અધમતામાં લાવી મુકવા સમજાવે છે. અભેદરૂપ ૐકારના જ્યોતિ તત્વમાં ભેદાભેદ નથી. જ્યાં સવ બાજુની પૂર્ણતાજ અનુભવાય ત્યાં ખંડન મંડન શું ? ? ? એ વાત પ્રથમમાં સમજવા જેવી છે.

એમ અભેદ સ્વરૂપ ૐકારનાથ પરમ ઉત્કૃષ્ટ જ્ઞાનપૂર્ણ સત્ય-સ્વરૂપ અનંતતાની **સ્વતઃસિદ્ધ** જ્યોતિ **સ્વયસ્વરૂપે** સિદ્ધજ છે. અભેદ પરમાત્મા ૐકારનાથ મૂર્તિસ્વરૂપ પણ છે અને અમૂર્તિ સ્વરૂપ પણ છે અને ઊભયતાનો અભેદ સમજાવે છે. આ ઉપરથી **વિવેકી ગુરૂકૃપાના બુદ્ધિમાન** પુરૂષો તો સમજી ગયેલા છે કે, અભેદ સ્વરૂપે સમજનારા બંધુઓ તો મૂર્તિનું ખંડન અને અમૂર્તિનું મંડન કરતા નથી. અમૂર્તિભાવનું પણ ખંડન કરનારા માન-નારા છે-એટલે તેઓ તો પોતાનાજ પગમાં કુહાડો મારનારા હોવાથી પોતાનુંજ અહિત કરનારા પોતે ધર્મ શત્રુરૂપ છે. અને પરમેશ્વરની અકૃપા વ્હોરનારજ છે. આમ પોતાની **અજ્ઞાનતા** અને અયોગ્યતા-જગજાહેરાત મુકી બનાવી. સ્વચ્છંદ વ્યવહારમાં રમી રહ્યા છે.

સર્વ બંધુઓને સમજાશે કે સનાતન વૈદિક ધર્મના ઉપાસકો ઊભયભાવ યુક્ત—સગુણ સાકાર મૂર્તિભાવથી અને નિર્ગુણ નિરાકાર અમૂર્તિ ભાવથી એમ ઊભયના અભેદરૂપે ૐકારનાથને ઉપાસે છે. અને તેજ સત્ય પ્રભાવ છે.

ૐકારનાથના **પાંચમાત્રાના** પાંચ નામસ્વરૂપના અભેદને ન સ્વિ-કારી પોતાના આગ્રહી નામની મૂર્તિ—**પ્રતિમા**—સાકારભાવે મુકી બતાવે છે. તેમ ૐકારનાથના અભેદ ઉપાસકોને આગ્રહીભાવ

બતાવવાની જરૂર પડતી નથી. ૐકાર છે તે જેમ છે તેમજ પણ **ઉપાસના** કાળમાં ઉપાસ્યસ્વરૂપ બતાવવામાં ઊભા (ૐ) આમમૂર્ત્તિ-રૂપે (સ્વસંવેદ્ય) અને તાદાત્મ્ય ભાવના સ્વસ્વરૂપાનુસંધાન સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિભાવની અભેદતાએ (ૐ) અમૂર્તિ સ્વરૂપે (પર-સંવેદ્ય) યથાર્થ સમજી સમજાવી ૐકારમાંજ અભેદ ઉપાસના કરે છે. સ્વસંવેદ્ય મૂર્તિરૂપની ઉપાસનાથી **જીવનમુક્તતા** અને પરસંવેદ્ય અમૂર્તિ સ્વરૂપની ઉપાસનાથી **વિદેહમુક્તતા**નો અનુભવ કરતાં જન્મમરણાદિકની **શાન્તિ** સમજવાની છે તેમ સમજે છે આમ વસ્તુતાએ સર્વત્ર પ્રકારે ૐકારનાથની ઉપાસનાનો અભેદ છે.

(ૐ) આમ ઊભા મૂર્ત્તિ સ્વરૂપે સ્વસંવેદ્ય ઉપાસ્ય ૐકારનાથનું ધ્યાન કરતાં શ્રુતિ પ્રમાણભૂત **गजाकारः**( ततश्चोमितिध्वनीरभूत सर्वे-गजाकारः श्रुतेः ) એમ સમજાવતાં પંચાયતનમાંના બિંદુમાત્રારૂપ આદિશ્વર પરમેશ્વર શ્રી મહાગણપતિનાં **પ્રત્યક્ષ દર્શન** નૈસર્ગિક રીતે **આપોઆપજ સમજાય છે.** ૐકારનાથની બીજી કોઇ શ્રુતિ બીજા આકારને સમજાવતી કોઇ ઠામે જોવાતીજ નથી. માત્ર ગણપતિ સ્વરૂપને સમજાવે છે તેથી ૐકારનાથનો સ્વતઃસિદ્ધ મૂર્તિરૂપ **આકાર** તે ગણપતિ કે ગણેશજ છે. એમ વેદસિદ્ધ વાત હોવાથી બીજા ચાર દેવ-સ્વરૂપને માટે માયામય **મનુષ્યસ્વરૂપ મૂર્તિઓ** જોવાય છે. માત્ર **ગણ-પતિ** સ્વરૂપ તે ૐકારનાથનો **પ્રત્યક્ષ મૂર્તિ**ભાવ છે. અન્ય મનુષ્યાકાર કોઇ પણ પ્રભુનાં દર્શન કરતાં **ગણપતિ** સમજાય નહિ તે ૐકાર રૂપજ કાઢવી પડે. એટલે **ગણપતિની મૂર્તિમાં માનવકલ્પનાનો અંશમાત્ર પણ નથી.** પછી ભક્તિના સંબંધે મૂર્તિમાં અંગભાવની સમજણ આયુધની સમજણ-પાર્ષદની સમજણ, સ્ત્રીપુત્ર પોળીઆની સમજણ, તેવાજ ભાવે અર્થ સત્તાયુક્ત છે તે જાણનારા ગુરૂદ્વારા કે અન્ય જાગૃત સંતજનો પાસેથી સમજી લેવું જોઇએ.

આ ઉપરથી સમજાવવાની મતલબ એવી છે કે, સ્વતઃસિદ્ધ અભેદ જ્યોતિ મૂર્તિમાન સ્વયંપ્રકાશ ૐકારનાથની **મૂર્તિ** ચિત્રીત નથી. પણ સ્વયં **નૈસર્ગિક**જ છે. આપોઆપ તે અભેદ આત્મા ગુપ્તપણે છતાં બુદ્ધિમાં ન સમજાય તેવો અમૂર્તિમાન પણ છે. એમ ૐકાર સ્વરૂપ **ગણપતિ** સ્વયં દર્શનરૂપ છે. ગણપતિ શબ્દમાં "ગણ અને પતિ એમ અનંત બ્રહ્માંડ દેવમનુષ્ય ગણનો તે પતિ છે એમ સિદ્ધ થતાં તે ૐકારનાથ પરમેશ્વર છે એમ સ્વતઃસિદ્ધ સ્વયં નૈસર્ગિક રીતે મૂર્તિમાન ૐકારનું ખંડન કેમજ કરી શકાય??? આકાશમાં ભલે તલવાર ફેરવી કોટી **માથાં** કાપો—હવાધનનો **ભંડાર** ભરો. અને પોતાના મંતવ્યોનું ભલે સંરક્ષણ સમજો.

આમ **ૐકાર** તેજ **ગણપતિ** અને ગણપતિ તેજ ૐકાર—એમ **સર્વાધિષ્ઠાન** પૂર્ણ તુર્યાતીત પાદમાંજ **મૂર્તિઅમૂર્તિ** અભેદભાવ સ્વતઃસિદ્ધ છે. અને સ્વતઃસિદ્ધ સ્વયં ધ્યાન દર્શનમાં **જીવનમુક્તતા** અને અને **વિદેહ કૈવલ્યતા** પણ છે.

હવે તુર્યાતીત પાદથી નીચે **તુર્યપાદ**ના માત્ર માયાવિશિષ્ટ **ઇશ્વર** ભાવમાં અંશરૂપ **સર્વેશ્વર**—સર્વજ્ઞના સિદ્ધ સમજાવવાનો શાસ્ત્રસિદ્ધ પ્રકાર છે. પૂર્ણ **તુર્યાતીત પાદમાં** પૂર્ણ મૂર્તિમાન ૐકારનાથ છે. તેજ ૐકારનાથ (ગણેશ) હવે વિશિષ્ટતાએ **પૂર્ણપણાથી નાના આકારમાં** મહા વિરાટ્ રૂપે તેજ ૐકારનાથ સમજાવેલા છે. ત્યાં સર્વવ્યાપક સર્વજ્ઞસત્તા—**અંતર્યામી**રૂપે સર્વગત **પ્રવેશ** કરી રહેલા **વિષ્** ધાતુના પ્રયોગરૂપે વિષ્ણુ પરમાત્માનું સન્માન બ્રહ્મ સ્વરૂપમાં સ્વયં ૐકારનાથનું નાનું માયાયુક્ત બીજું મૂર્તિમંત સ્વરૂપ છે. અને તે નારાયણ નામથી સુપ્રસિદ્ધ છે. આ યોજના પણ પુરાણોમાં માનનીય છે.

તેથી પણ નીચે માયાના (બુદ્ધિના) સંપૂર્ણપણાની ભાવનામાં **વિરાટ્થી પણ છેક નાના આકારમાં** તેજ ૐકારનાથ સ્વતઃસિદ્ધ ગણપતિ **સ્વરાટ્** એટલે **મનુષ્ય** સ્વરૂપે **અલ્પજ્ઞ** ચૈતન્યભાવમય–અનંત મનુષ્ય જીવાત્મારૂપથી–પ્રત્યક્ષ મૂર્તિમાન દર્શન કરાવનાર તે પણ તેજ ૐકારનું છેક સુક્ષ્મસ્વરૂપ છે, એમ મનુષ્યશરીર દર્શન પણ તેજ ૐકાર સ્વરૂપ ગણપતિજ છે.

આથીએ પણ નીચે સ્થાન ગત–પશુ–પક્ષી આદિ આંખે ન દેખાય એવા અનંત જીવ જંતુ પ્રાણી માત્ર અનેક વર્ગવાળા તથા વૃક્ષ-છોડવા–ઘાસ તૃણ દુર્વાંકુરના અગ્રરૂપમાં ઈત્યાદી અનેક વનસ્પતિ ઔષધીમાં તેમ પાષાણ ડુંગર પહાડ–નદીઓ સમુદ્રો આકાશથી પાતાળ સુધીના દૃશ્યાદૃશ્યોમાં તે અનંતતા રૂપે ગુપ્ત બુદ્ધિ પ્રદેશમાં સમજાતા બ્રહ્માંડપૂર્ણ બ્રહ્મસ્વરૂપ ૐકારનાથ સભરરૂપે સ્વતઃસિદ્ધ ગણેશ સુક્ષ્મમાં સુક્ષ્મરૂપે રહેલા છે. ૐકારનાથ સ્વસ્વરૂપ ગણેશ શિવાય અન્ય કંઇ પણ નથી. नेहनानास्ति किंचन માત્રજ ॐमित्येदं सर्वम् એમ સ્વતઃસિદ્ધજ છે.

એમ મૂર્તિમાન અમૂર્તિમાન અભેદ ૐકારનાથનું ખંડન એ પાપાંબાઇનું સ્વરાજ્યરૂપ છે.

આ સિદ્ધાન્તથી વેદમહિમા સંપૂર્ણ છે. આ સિદ્ધાન્તથી આધુનિક કાળમાં કેટલાએક વાડાઓના મતભેદો તે પૂર્ણબ્રહ્મ ૐકારનાથના સ્વયં મૂર્તિગણપતિના જ્ઞાનપૂર્ણ મહિમાથી અજ્ઞાત હોવાનાજ સબબે **અધિષ્ઠાન** મૂર્તિમાન ૐકારનાથને ન વર્ણવતાં તેના નિચેના સ્થાનરૂપ विराट् સુધી વિચારનારા–श्री विष्णुनारायणના અવતાર સ્વરૂપ સ્વયં શ્રી પરમાત્મા कृष्णचन्द्रની અર્ધમૂર્તિ દર્શનમાં હૃદયાંતર પ્રદેશ-સ્થાને (ૐ) આમ લખી તે विराट्ના હૃદય પ્રકાશક ભાવને સમ-

જાવતા હોય તો પણ ભલે. શ્રી વિષ્ણુ ભગવાનના **વિરાટ** સ્વરૂપનો ઉપાસ્ય તે ૐકારજ છે એમ સમજાવતા હોય તો પણ ભલે અથવા આજ શ્રીકૃષ્ણચન્દ્ર ૐકાર સ્વરૂપ છે એમ સમજાવતા હોય તો પણ ભલે. ગમે તેમ પણ આવું પણ એક વિરાટ ચિત્ર સનાતન વૈદિક ધર્મની પૂર્ણ નહિં તો અંશાંશ મર્યાદા તો સાચવે છે કે કોઇ એક માત્રાના અંશમાં પણ ૐકારનાથને માને છે. એટલે તે **સનાતનને સન્માનીયજ** છે. પણ તે ભગવાન પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રની મૂર્તિનું ખંડન માનનારા **વાદી** જનો-એકંદરે **મૂર્તિ પૂજન** કર્મને વખોડે છે. આ પોતાની અયોગ્યતા અને **અજ્ઞાનતાને** સમજી શકતાજ નથી. જો કે પ્રભુના પૂર્ણપણાના મહિમાને ઝાંખો પાડવા પ્રયત્ન કરે છે. પણ યાદ રાખવાની જરૂર છે કે **ખદ્યોત** ભાઇઓના **સમાજ** સૂર્યના પ્રકાશને ઝાંખો પાડવાનો પ્રયત્ન કરે. અને તેમાં **ખદ્યોત** બંધુઓ જેવો વિજય પામે તેવોજ **વિજય** આ મૂર્તિ ખંડક ભાઇ-ઓનો પાકે પાયે સમજી લેવા. અમે પ્રેમ ધરાવીએ છીએ કેમકે વેદના સુપ્રસિદ્ધ **સનાતન વૈદિક ધર્મ** મર્યાદાના સિદ્ધાન્તમાં તો **મનુષ્ય** રૂપથી, રાક્ષસ રૂપથી, પશુપક્ષી રૂપથી, પાષાણ આદી અનેક અનંત જીવ જંતુ ચેતન અચેતન સમૂહમાં યાને દશ્યાદશ્યમાં આકાશ પાતાલાદિક દશે દિશામાં સભર સ્વરાટ્ ના આદિ અંતમાં પૂર્ણપણાથી તે ૐકારનાથ સ્વરૂપ શ્રીગણપતિ પ્રભુ પોતે સ્વયં **સ્વતઃ સિદ્ધ** વિરાજમાન છે તેમાં તમો ખંડન કરનારાઓનો પણ સમાવેશ થાય છે. એટલે વિચાર કરવા સરખું છે.

આ કોઇ **મનુષ્ય કલ્પિત** વાત નથી. તમો પોતે પણ ૐકાર રૂપ છો. છેક નાનામાં નાના સ્વરાટ્ સ્વરૂપે પોતે પ્રભુનોજ વાસ છે. તેમ તેથી જરા મોટા વચલા ભાગમાં અને પૂર્ણથી નાના એવા વિરાટ્ સ્વરૂપે પણ પોતાના મૂળ સ્વરૂપ ૐકારનાથ **ગણેશનો** વાસ

છે. અને ખુદ્દ **શ્રી अधिष्ठान पूर्णब्रह्म** ના મુખ્ય સ્થાનમાં તે સ્વયં પ્રકાશ સ્વતઃ સિદ્ધ ૐકારનાથ સ્વરૂપ શ્રીગણપતિ **ઉપાસ્ય** નામથી સદાને નિવાસ છે એમ ત્રણે શ્રેણીએ અખંડાકાર પ્રભુના મહિમામાં **ઉપાસક ઉપાસ્યના** અભેદ ભાનથી કોનું ખંડન કરે છે??? અનેકોની **નિંદા** ઉચ્ચારાય છે???

સંપૂર્ણ બુદ્ધિબલના **પ્રકાશક** બુદ્ધિ પ્રેરક **બુદ્ધિપતિ** ૐકાર-નાથ સ્વસ્વરૂપ શ્રી મહાગણપતિ સ્વતઃ સિદ્ધ ચૈતન્ય પ્રભુના બલથી યાદ રાખવું ઘટે છે કે આ **સ્વતઃ પ્રમાણ** અને અનુભવ યુક્તિને ભલે માનો વા ના માનો. પણ નિશ્ચયજ માનવું ઘટે છે કે બ્રહ્મના સંપૂણત્વને દર્શાવનાર આ અનંત કોટી બ્રહ્માંડમાં આ સનાતન વૈદિક ધર્મ સિદ્ધાંતને તોડવા કોઈ પણ સમર્થજ નથી. આ **ભારત**ની પ્રતિભા રૂપ સિદ્ધાન્તને અનુભવ સ્વરૂપે સમજાવનાર **જીવન્મુક્ત સંત મૂર્તિઓ** સત્ય પ્રકાશ પાડી રહી છે. એ તેજ સ્વયં ૐકાર-નાથ અથવા ૐકારનાથના અંશ રૂપજ છે, એજ સત્યયુગનું દર્શન છે. અખંડિત, અસ્ખલિત નિર્વિકલ્પાત સ્વરૂપના સ્વતઃ સિદ્ધ નિર્ણ-યનો તો સ્વયં પ્રકાશજ છે.

સનાતન વૈદિક ધર્મના ભક્ત સજ્જનોએ પોતાના કલ્યાણાર્થ સદ્‌ગુરૂ પરમાત્માની કૃપા રૂપ स्वराट् થી જોતા જોતા વધીને विराट् ब्रह्म ના વ્યાપકપણાનાં દર્શન કરી **બ્રહ્માંડ**ના અપાર સુખ વૈભવની તૃપ્તિ રૂપ આનંદ **સ્વાનંદને** માન્ય કરી **હૃદયમંદિરમાં** તે પૂર્ણ બ્રહ્મ સ્વયં જ્યોતિ પરમાત્મા ૐકારનાથ સ્વસ્વરૂપાકાર શ્રી **મહા ગણપતિ**ના સ્વરૂપમાં સંપૂર્ણ **ધ્યાનનિમગ્ન** બની अधिष्ठान પદે સ્વસંવેદ્યતા સંભાળી પરસંવેદ્યતાપૂર્વક શાન્તિમય હોવું એજ સત્ય

**ૐ** तत्सत् ॥ ૐ ૐ ૐ

श्रीगणेशाय नमः ॥ वैशाखपौर्णमास्यांवरदचतुर्थ्यांभौमे-भृगुवासरेयस्मिनकस्मिन शुभदिनेवासभार्यःसमाहितमनायज-मानःप्रातःस्नानकालेआचम्यप्राणानायम्य देशकालौसंकीर्त्य-श्रीपरमेश्वरप्रीत्यर्थंअद्यश्रीसत्यविनायकव्रतमहंकरिष्ये ॥ इति संकल्प्य ॥ तिलामलककल्कोद्वर्तनपूर्वंस्नात्वानित्यविधिंसमाप्य-व्रतीउपोष्य पुनः प्रदोषसमये सभार्यःस्नात्वा नित्यविधिंसंसा-ध्यगोमयोपलिप्तं रंगवल्ल्याद्यंकितं कदलीस्तंभादिसुशोभितं ना-नापुष्पादर्शावलिविराजितं पूजास्थानमागत्यस्वासने उपविश्य॥ आचम्यप्राणानायम्य देशकालौसंकीर्त्यउक्तफलप्राप्त्यर्थं अमुक-गोत्रोत्पन्नस्यामुकशर्मणोममसकुटुंबस्यपरिवारस्य (द्विपदचतुष्प[१]-दसहित्यस्य) सकलदुरितोपशमसर्वापच्छांतिपुष्टितुष्टिपूर्वकायुरा-रोग्यैश्वर्यपुत्रपौत्रकीर्त्याद्यभिवृद्ध्यर्थं ( तथापरमंत्रयंत्रतंत्रादिवि-द्यास्तंभनपूर्वकशत्रुनिवर्हणादि सकलाभीष्टकामनासिद्धिद्वारा ) श्रीसत्यविनायकप्रीत्यर्थंच अंगीकृतव्रतांगत्वेनयथासंपादितसाम-ग्र्यावरुणदेवतापीठदेवतासूर्यादिनवग्रहेंद्राद्यष्टौलोकपालगणपति-चतुष्टयदेवता लक्ष्मीनारायणादिद्वारदेवतास्थापनार्चनपूर्वक (पु-रुषसूक्तमंत्रैःपुराणोक्तमंत्रैश्च) ध्यानावाहनादिषोडशोपचारैःसत्य-विनायकपूजनमहंकरिष्ये तथाच आसनादिदिग्बंधादिकलशपूज-

---

१ अत्रत्यानियांकांश्चिद्वाक्यानगेनान्त्रिशेषभागान्केचित्पठंतीति-तेषामत्रसमावेशः कृतोस्ति ।

नंचकरिष्ये ॥ शरीरशुद्ध्यर्थंपुरुषसूक्तादिन्यासांश्चकरिष्ये ॥ तत्रादौनिर्विघ्नतासिद्ध्यर्थंमहागणपतिपूजनपूर्वकं पंचवाक्यैः स्वस्तिपुण्याहवाचनंचकरिष्ये ॥ गणानांत्वाशौनकोगृत्समदोगणपतिर्जगती श्रीॐ्ब्रह्मस्वरूपाकारश्री गणपत्यावाहनेविनियोगः ॥ ॐगणानांत्वा० ॥ वक्रतुंडमहाकाय० ॥ सिद्धिबुद्धिसहितंसांगंसपरिवारंमहागणपतिंअस्मिन्पूगीफले आवाहयामि ॥ श्रीमहागणपतयेनमः ध्यायामि ॥ इत्यादिषोडशोपचारैःसंपुज्य ॥ अनयाविघ्नेश्वरपूजयाविघ्नहर्तामहागणपतिःप्रीयताम् ॥ अथपंचवाक्यैःपुण्याहवाचनम् ॥ मह्यंसकुटुंबिनेमहाजनान्नमस्कुर्वाणायआशीर्वचनमपेक्षमाणायअद्यकरिष्यमाणश्रीसत्यविनायकव्रत पूजनाख्यस्यकर्मणःपुण्याहंभवंतोब्रुवंतु ॥ ॐपुण्याहम् ॥१॥ मह्यंसकु० श्रीसत्यविनायकपूजनाख्यायकर्मणेस्वस्तिभवंतोब्रुवंतु ॥ ॐआयुष्मतेस्वस्ति ॥२॥ मह्यंस०स०पूजनाख्यस्यकर्मणःऋद्धिंभवं० ॥ ॐ कर्मऋद्ध्यताम् ॥३॥ मह्यंस०स० श्रीरस्त्विति भवं० ॐअस्तुश्रीः ॥४॥ मह्यंस०स०कल्याणंभवं० ॥ अस्तुकल्याणम् ॥५॥ ॐ आमूरज्प्रत्यावर्तयेमाःकेतुमद्दुंदुभिर्वावदीति ॥ समश्वपर्णाश्चरंति नोनरोस्माकमिंद्ररथिनोजयंतु ॥ पुण्याहवाचनफलसमृद्धिरस्त्विति भवंतो ब्रुवंतु ॥ पुण्याहवाचनफलसमृद्धिरस्तु ॥ इतिपुण्याहवाचनं ॥ पृथ्वीतिमंत्रस्येति आसनविध्यादिकृत्वा ॥ पुरुषसूक्त-

न्यासंकृत्वा ॥ ॐनंपादाभ्यांनमः ॥ ॐमोंजानुभ्यांनमः ॥ ॐभंकटिभ्यां० ॥ ॐगंनाभ्यैनमः ॥ ॐवंहृदयायनमः ॥ ॐतेंबाहुभ्यांनमः ॥ ॐगंकंठायनमः ॥ ॐजांमुखायनमः ॥ ॐनंनेत्राभ्यांनमः ॥ ॐनांललाटायनमः ॥ ॐयंमूर्ध्नेनमः ॥ ॐनमोभगवतेगजाननायाशिरसेनमः ॥ गणानांत्वेतिमंत्रेणकरहृदयादिन्यासांश्चकुर्यात् ॥ कलशस्यमुखे० कलशपूजनम् ॥ शंखादौ०शंखपूजनम् ॥ आगमार्थं०घंटापूजनम् ॥ अपवित्रःप० ॥ अथवरुणपूजनंतत्रादौकलशस्थापनं ॥ ॐमहीद्यौः० ॥ जगदाश्रयभूतात्मासर्वेषांकामदासदा ॥ कर्मांगेषुसदातिष्ठेवूभूमिदेविनमोस्तुते ॥ इतिभूमिस्पृष्ट्वा ॥ ॐऔषधयःसं० ॥ ओषध्योयाज्ञियाःपुण्याजीवानामादिकारणम् ॥ तस्मादासांप्रकरणात्संतुकामाःसदामम ॥ इतिधान्यानि ॥ ॐआकलशेषु० ॥ कलशःकमनीयश्चलक्ष्म्या योविधृतःपुरा॥ तस्मादेनंप्रयत्नेनकलशंस्थापयाम्यहम्॥इतिधान्योपरिकलशस्थापनम् ॥ ॐइमंमेगंगे० ॥ गंगेचयमुनेचैवगोदावरिसरस्वति ॥ नर्मदेसिंधुकावेरिजलेस्मिन्संनिधिंकुरु ॥ इतिकलशेजलम् ॥ ॐगंधद्वारांदुरा० ॥ श्रीखंडंचंदनंदिव्यंगंधाढ्यसुममनोहरम् ॥ हृदयानंदनंचारुकलशेप्रक्षिपाम्यहम् ॥ इति चंदनम् ॥ ॐकांडात्कांडात्प्र० ॥ कांडेकांडेविरोहंतिअजराश्चामृताःसदा ॥ तस्मादेताःप्रयत्नेनकलशेप्रक्षिपाम्यहम् ॥ इतिदूर्वाः ॥ ॥ ॐअश्वत्थेवोनि०॥ अश्वत्थेवोनि०॥ अश्वत्थचूतप्लक्षाद्याःपल्लवानिर्मिताः

पुरा ॥ पवित्राः पुण्यभाजस्तान्कलशेप्रक्षिपाम्यहम् इतिपंचपल्लवाः ॥ ॐयाःफलिनी० ॥ फलेनफलितंसर्वंत्रैलोक्यंसचराचरम् ॥ तस्मादेताद्धिसुफलंकलशेप्रक्षिपाम्यहम् ॥ इतिफलम् ॥ ॐसहिरत्नानि० ॥ वज्रवैडूर्यमाणिक्यनीलपुष्करराजकाः ॥ ख्यातानिपंचरत्नानिकलशेप्रक्षिपाम्यहम् ॥ इतिरत्नानि ॥ ॐहिरण्यरूपः० ॥ हिरण्यगर्भगर्भस्थंहेमबीजंविभावसोः ॥ अनंत पुण्यफलदमतः शांतिंप्रयच्छमे ॥ इतिहिरण्यम् ॥ ॐयुवासुवासाः० अक्षताः परमादिव्याःसर्वकामफलप्रदाः ॥ मयानिवेदिताभक्त्याकलशेसंतुसर्वदा ॥ इति अक्षताः ॥ ॐपूर्णादर्विप० ॥ अक्षतैःपूरितंदिव्यंसर्वसंपत्प्रपूरकम् ॥ पूर्णपात्रमिदंशुद्धंकलशेस्थापयाम्यहम् ॥ इतिपूर्णपात्रंकलशोपरिनिधाय ॥ ॐतत्त्वायामि० ॥ पाशहस्तंचवरुणमंभसांपतिमीश्वरम् ॥ आवाहयामियज्ञेस्मिन्पूजेयंप्रतिगृह्यताम् ॥ श्रीवरुणायनमः ॥ अस्मिन्कलशेवरुणंसांगंसपरिवारंआवाहयामि ॥ इत्यावाह्य ॥ श्रीवरुणायनमः इतिनाममंत्रेणध्यानासनादिभिः षोडशोपचारैःपूजयेत् ॥ ततःपीठदेवतादिकानांस्थापनंपूजनं च ॥ तद्यथा ॥ ॐकारःसर्वत्रयोजनीयः ॥ मंडूकायनमः ॥ मंडूकमावाहयामि ॥ कालाग्निरुद्राय० कालाग्निरुद्रमा० ॥ आधारशक्तये० आधारशक्तिंमा० ॥ कूर्माय० कूर्ममा० ॥ वराहाय० वराहमा० ॥ गणपतये० गणपतिमा० ॥ सुधासिंधुपरिवृतपृथिव्यै० सुधासिंधुपरिवृतपृथ्वीमा० ॥ इक्षुसमुद्राय०

इक्षुसमुद्रमा० ॥ स्वर्णद्वीपाय० स्वर्णद्वीपमा० ॥ रत्नमंडपाय० रत्नमंडपमा० ॥ मणिवेदिकायै० मणिवेदिकामा०॥ गुरुभ्योन० गुरूना० ॥ आधारशक्तिकमलासनाय० आधारशक्तिकमलासनमा० ॥ अनंतासनाय० अनंतासनमा० ॥ धर्माय०धर्ममा० ॥ ज्ञानाय०ज्ञानमा० वैराग्याय० वैराग्यमा० ऐश्वर्याय० ऐश्वर्यमा० ॥ अनैश्वर्याय० अनैश्वर्यमा० ॥ अज्ञानाय० अज्ञानमा० अवैराग्याय० अवैराग्यमा ॥ मध्ये परमानंदाय० परमानंदमा०॥ कंदाय० कंदमा० नालाय० नालमा० ॥ पद्माय० पद्ममा० ॥ पत्रेभ्योन० पत्राण्या०॥ केसरेभ्यो० केसराण्या० ॥ कर्णिकायै० कर्णिकामा० ॥ सूर्यमंडलाय० सूर्यमंडलमा० ॥ चंद्रमंडलाय० चंद्रमंडलमा० वह्निमंडलाय० वह्निमंडलमा० ॥ सत्त्वाय० सत्त्वमा० ॥ रजसे० रजआ० ॥ तमसे० तमआ० ॥ आत्मने० आत्मानमा० ॥ अंतरात्मने० अंतरात्मानमा० ॥ परमात्मने० परमात्मानमा० ॥ ज्ञानात्मने० ज्ञानात्मानमा० ॥ मायातत्त्वाय० मायातत्त्वमा० ॥ कलातत्त्वाय० कलातत्त्वमा० ॥ विद्यातत्त्वाय० विद्यातत्त्वमा० ॥ परतत्त्वाय० परतत्त्वामा० ॥ दशदिक्षुभागादिक्रमेणतीव्रायैनमः तीव्रामा० ॥ ज्वालिन्यै० ॥ ज्वालिनामा०॥ नंदायै० नंदामा० ॥ भोगदायै० भोगदामा०॥ कामरूपिण्यै० कामरूपिणीमा० ॥ उग्रायै० उग्रामा० ॥ तेजोवत्यै० तेजोवतीमा० ॥ सत्यायै० सत्यामा० ॥ पद्मवासिन्यै०

पद्मवासिनीमा० ॥ मध्ये पीठशक्तये० पीठशक्तिमा० ॥ वामे ह्रिंसर्वशक्तये० ह्रींसर्वशक्तिमा० ॥ दक्षिणे पराशक्तिरुद्राय० पराशक्तिरुद्रमा० ॥ इतिपीठदेवता आवाह्य ततोग्रहस्थापनं ॥ ॐआकृष्णेन० ॥ जपाकुसुमसं० ॥ ॐभूर्भुवःस्वः इतिसर्वत्र श्रीसूर्यायनमः सूर्यमावाहयामि ॥ १ ॥ ॐआप्यायस्व० ॥ दधिशंखतुषा० ॥ सोमाय० सोममा० ॥ २ ॥ ॐअग्निर्मूर्धा० ॥ धरणीगर्भ० ॥ ॐभौमायनमः भौममा० ॥ ३ ॥ ॐउद्बुध्यस्व० ॥ प्रियंगुकलिका० ॥ ॐबुधाय० बुधमा० ।४॥ ॐबृहस्पतेअति०॥ देवानांचऋषी० ॥ ॐगुरवे० गुरुमा० ॥५॥ ॐशुक्रःशुशुक्वाँ० ॥ हिमकुंदमृणा० ॥ ॐशुक्राय० शुक्रमा० ॥ ६ ॥ ॐशमग्नि० ॥ नीलांजनसमा० ॥ श्रीशनैश्चराय० शनैश्चरमा० ॥७॥ ॐकयानश्चित्र० ॥ अर्धकायंम ॥ श्रीराहवे० राहुमा० ॥८॥ केतुंकृण्वन्नके० ॥ पलाशपुष्पसं० ॥ श्रीकेतवे० केतुमा० ॥९॥ (चतुर्दलेपुक्रमेण ) गणानांत्वाग० ॥ वक्रतुंडमहाका० ॥ श्रीगणपतये॥ गणपतिमा० ॥१॥ ॐजातवेदसे० ॥ नमोदेव्यैमहा० ॥ श्रीदुर्गायै० दुर्गामा ॥ २ ॥ ॐक्षेत्रस्यपतिना० ॥ श्रीक्षेत्रपालाय० क्षेत्रपालमा० ॥३॥ वास्तोष्पते प्र० ॥ श्रीवास्तोष्पतये० वास्तोष्पतिमा० ॥ ४ ॥ ( पूर्वाद्यष्टदलेपुक्रमेण ) ॐइंद्रंवोविश्वत० ॥ सर्वलोकाधिपंश्रेष्ठंदेवर्षीणांचपालकम् ॥ पूर्वदिक्पालकंदेवराजंवैस्थापयाम्यहम् ॥ श्रीमदिंद्राय० इंद्रमा० ॥ १ ॥ अग्निंदूतंवृ० ॥

त्रिपादंमेषवाहंचसप्तहस्तंद्विशीर्षकम् आग्नेय्यांस्थापयाम्यत्रअग्निपूरुष मुत्तमम् ॥ श्रीमदग्नये० अग्निमावाह० ॥ २ ॥ ॐयमायसोमं० ॥ अंतकःसर्वलोकानांधर्मराजइतिश्रुतः ॥ अतस्त्वांस्थापयाम्यत्रदक्षिणस्यांस्थिरोभव ॥ श्रीयमाय० यममावा० ॥ ३ ॥ ॐमोषुणः परापरा० ॥ नैर्ऋत्यांवसतिर्यस्य घोररूपिसदैवयः ॥ निर्ऋतिंस्थापयाम्यत्रनैर्ऋत्यांमंडलेशुभे ॥ श्रीनिर्ऋतये० निर्ऋतिमा० ॥ ४ ॥ ॐतत्त्वायामिब्रह्म० ॥ अपांपतिंपाशधरंयादसामधिपंशुभम् ॥ वरुणंस्थापयाम्यत्रवारुण्यांमंडलेशुभे ॥ श्रीवरुणाय० वरुणमावा० ॥ ५ ॥ ॐवायोशतंहरीणां० ॥ आशुगंस्पर्शबोधंचगंधवाहंसुशीतलम् ॥ मंडलेस्थापयाम्यत्रवायव्यांवायुमुत्तमम् ॥ श्रीवायवे० वायुमावा० ॥ ६ ॥ ॐआप्यायस्व० ॥ क्षीरोदार्णवसंभूतंलक्ष्मीबंधुंनिशाकरम् ॥ मंडलेस्थापयाम्यत्रसोमंसर्वार्थसिद्धये ॥ श्रीसोमाय० सोममा० ॥७॥ ॐअभित्वादे० ईशानीपालकंश्रेष्ठंसर्वलोकभयंकरम् ॥ मंडलेस्थापयामीहईशानंसर्वसिद्धये ॥ श्रीईशानाय० ईशानमा० ॥ ८ ॥ ( पूर्वादिचतुर्द्वारेषु ) पूर्वद्वारे श्रीलक्ष्मीनारायणाभ्यां० लक्ष्मीनारायणावावाहयामि ॥ दक्षिणद्वारे उमामहेश्वराभ्यां० उममाहेश्वरावावाह० ॥ पश्चिमद्वारे महीवराहाभ्यां० महींवराहावावाह० ॥ उत्तरद्वारे रतिमदनाभ्यां० रतिमदनावावाह० ॥ ॐतदस्तुमित्राव ॥ ॥ गृहावैप्रतिष्ठा० ॥ श्रीआवाहितदेवताभ्योनमः सुप्रतिष्ठितमस्तु ॥

आवाहितदेवातभ्योनमइतिनाममंत्रेण आसनाद्युपचारैःपूजयेत् ॥
(ततः सत्यविनायकस्यस्वर्णमयप्रतिमायांयंत्रेवाअग्न्युत्तारणसहि-
तप्राणप्रतिष्ठांकृत्वातां प्रतिमांतद्यंत्रंवापीठमध्येसंस्थाप्य ध्याना-
वाहनाद्युपचारैस्तत्पूजनंकुर्यात् ॥ तद्यथा ) ॥ अथध्यानम् ॥
श्वेतांगंश्वेतवस्त्रासितकुसुमगणैरर्चितंश्वेतगंधैःक्षीराब्धौरत्नपीठेसुरत-
रुविमलेरत्नसिंहासनस्थम् ॥ दोर्भिःपाशांकुशेष्टाभयधृतिरुचिरं
चंद्रमौलिंत्रिनेत्रंध्यायेच्छांत्यर्थमीशंगणपतिममलंसर्वदासुप्रसन्नम्
॥ १ ॥ अथवा ॥ एकदंतंशूर्पकर्णंगजवक्त्रंचतुर्भुजम् ॥ पाशांकु-
शधरंदेवंध्यायेत्सत्यविनायकम् ॥२॥ ॐसत्यविनायकायसांगा-
यसपरिवारायनमः ॥ ध्यायामि ॥ ॐसहस्रशी० ॥ विघ्नराज-
नमस्तुभ्यमागच्छगिरिजात्मज ॥ इमांमयाकृतांपूजांगृहाणसुरस-
त्तम ॥१॥ ॐश्रीसत्यवि० ॥ पुष्पंसमर्पयामि ॥ ॐपुरुषवेदं० ॥
अनेकरत्नसंयुक्तंमुक्ताहारैर्विभूषितम् ॥ स्वर्णसिंहासनंदेवप्रीत्यर्थं-
प्रतिगृह्यताम् ॥ ॐश्रीसत्य०॥ आसनंसमर्पयामि ॥ ॐएतावा०॥
उमासुतनमस्तेस्तुशंकरप्रियसिद्धिद ॥ भक्त्यापाद्यंमयादत्तंस्वीकु-
रुप्रणतप्रिय ॥ ॐश्रीसत्य० ॥ पाद्यंसमर्पयामि ॥ ॐत्रिपादूर्ध्व०॥
व्रतमुद्दिश्यविघ्नेशगंधपुष्पाक्षतैयुतम् ॥ गृहाणार्घ्यं मयादत्तंसर्व-
सिद्धिप्रयच्छमे ॥ ॐश्रीसत्य० ॥ अर्घ्यंसमर्पयामि ॥ ॐतस्मा-
द्विराळ० ॥ गंगाजलंसमानीतंसुवर्णकलशेस्थितम् ॥ इदमाचम-
नंदेवगृहाणगणनायक ॥ ॐश्रीसत्य० ॥ आचमनीयंस० ॥

दधिक्षौद्रंघृतंशुद्धंकपिलायाः सुगंधियत् ॥ सुस्वादुमधुरंदेवमधुप-
र्कंगृहाणमे ॥श्रीसत्यवि० मधुपर्कंसम० ॥ मधुपर्कानंतरंआचम-
नीयं ॥ ॐयत्पुरुषेण ह० ॥ गंगासरस्वतीरेवापयोष्णीनर्मदाजलैः॥
स्नापयामिगणाध्यक्षततः शांतिंप्रयच्छमे ॥ ॐसत्यवि० ॥ मला-
पकर्षस्नानंस० ॥ ॐआप्यायस्व० ॥ कामधेनुसमुद्भूतंपरमं-
पावनंपयः ॥ तेनस्नानंकुरुष्वत्वंहेरंबगणनायक ॥ ॐश्रीसत्यवि०
पयःस्नानंस० ॥ पयःस्नानानंतरंशुद्धोदकस्नानंसम० ॥ सकल-
पूजार्थेअक्षतान्स० ॥ ॐदधिक्राव्णो० ॥ चंद्रमंडलसंकाशंसर्वदेव
प्रियंदधि ॥ स्नानार्थंतेप्रयच्छामिगृहाणगणनायक ॥ ॐश्रीस-
त्यवि० दधिस्नानंस० ॥ दधिस्नानानं० सकलपू० ॥ ॐघृतंमि-
मि० ॥ आज्यंसुराणामाहारमाज्यंयज्ञेप्रतिष्ठितम् ॥ आज्यंपवित्रं-
परमंस्नानार्थंप्रतिगृह्यताम् ॥ ॐश्रीसत्यवि० ॥ घृतस्नानंस० ॥
घृतस्नानं० सकलपू० ॥ ॐमधुवाता० ॥ सर्वौषधिसमुद्भूतंपी-
यूष सदृशंमधु ॥ स्नानार्थंतेप्रयच्छामिगृहाणगिरिजासुत ॥ ॐस-
सत्यवि० ॥ मधुस्नानंस० ॥ मधुस्नानानं० सकलपूजा० ॥
ॐस्वादुःपवस्व० ॥ इक्षुदंडसमुद्भूतदिव्यशर्करयाह्यहम् ॥ स्नाप-
यामिमहाभक्त्याप्रीतोभवशिवात्मज ॥ ॐश्रीसत्यवि० ॥ शर्करा-
स्नानंस० ॥ शर्करास्नानानं० सकलपू० ॥ ॐकनिक्रदज्जनुपं-
प्रब्रु० ऋक् ॥ ३ ॥ तैलेलक्ष्मीर्जलेगंगायतस्तिष्ठतिवैप्रभो ॥ मंग-
लस्नापनार्थंतेजलंतैलंसमर्पये ॥ ॐश्रीसत्यवि० मांगलिकस्नानंस०

॥ अंगोद्वर्तनकंद्रव्यकस्तूर्यादिविमिश्रितम् ॥ लापनार्थंगृहाणेदंह-रिद्राकुंकुमैर्युतम् ॥ ॐसत्यवि०॥ अंगोद्वर्तनंसमर्पयामि ॥ नाना-तीर्थादाहृतंचतोयमुष्णंमयाकृतम्॥ स्नानार्थंतेप्रयच्छामिस्वीकुरुष्व-दयानिधे ॥ ॐश्रीसत्यवि०॥ उष्णोदकस्नानंसमर्पयामि ॥ सक-लपूजार्थेअक्षतान्स०॥ ॐआपोहिष्ठाम० ऋक् ॥३॥ कर्पूरैलास-मायुक्तंसुगंधद्रव्यसंयुतम् ॥ गंधोदकंगणाध्यक्षस्नानार्थंप्रतिगृह्य-ताम् ॥ ॐश्रीसत्यवि० ॥ गंधोदकस्नानंस० ॥ गंधोदकस्नानं-तरंशुद्धोद० ॥ ॐश्रीसत्यवि०॥ वस्त्रोपवस्त्रार्थेअक्षतानस० ॥ यज्ञोपवीतार्थेअक्षतानस० ॥ विलेपनार्थेचंदनंस०॥ अलंकरणार्थे-अक्षतानस० ॥ पूजार्थेपुष्पाणिस० ॥ धूपंस० ॥ दीपंस० ॥ नैवेद्यार्थेशर्करारवाद्यनैवेद्यंस० ॥ ॐप्राणाय० ॥६॥ उत्तरापोश-नंस० ॥ हस्तप्रक्षालनंस० ॥ मुखप्रक्षालनंस० ॥ करोद्वर्तनार्थे-चंदनंस० ॥ मुखवासार्थेतांबूलसमर्पयामि ॥ स्वर्णपुष्प दक्षिणां-सम० ॥ शेषोपचारार्थेनमस्कारंसम० ॥ अनेनपूर्वाराधनेन श्री सत्यविनायकःप्रीयतांनमम ॥ ॥ उत्तरेनिर्माल्यंविसृज्य ॥ पुरुषसू-क्तेनगणपत्यथर्वशीर्षेणमहिम्नस्तोत्रेणवायथाधिकारंमहाभिषेकंकु-र्यात् ॥ ॐश्रीसत्यवि० ॥ महाभिषेकस्नानंसम० ॥ महाभिषेक-स्नानानंतरंआचमनीयंस० ॥ ॐतदस्तुमित्रा० ऋक् ॥ ॐगृहा-वैप्रति० ॥ ॐश्रीसत्य० ॥ सुप्रतिष्ठितमस्तु ॥ ॐतंयज्ञंबर्हि० ॥ तप्तकांचनवर्णाभंपट्टवर्णमृदुलंशुभम् ॥ वस्त्रयुग्मंगृहाणेदंगणाध्यक्ष-

जगत्प्रभो ॥ ॐ श्रीसत्यवि० ॥ वस्त्रोपवस्त्रेसम० ॥ ॐतस्माद्यज्ञा० ॥ ब्रह्मविष्णुमहेशैश्चनिर्मितंब्रह्मसूत्रकम् ॥ यज्ञोपवीतंतद्दानात्प्रीयतां-परमेश्वर ॥ ॐश्रीसत्यवि० यज्ञोपवीतंसमर्पयामि ॥ यज्ञोपवीता-नंतरंआचमनीयंसम० ॥ ॐतस्माद्यज्ञात्सर्वहुत० ऋ० ॥ श्रीखंड-चंदनं० ॥ गोरोचनंचंदनदेवदारुकर्पूरकृष्णागरुनागराणि ॥ कस्तू-रिकाकेशरमिश्रितानियथोचितंदेवमयार्पितानि ॥ ॐश्रीसत्यवि० ॥ चंदनंस० उदितारुणसंकाशंजपाकुसुमसन्निभम् ॥ सिंदूरंतेमयाद-त्तंभूषणार्थंप्रगृह्यताम् ॥ ॐ श्रीसत्यवि० ॥ सिंदूरंस० ॥ ॐअहि-रिवभोगैः० ॥ ज्योत्स्नापतेनमस्तेस्तुनमस्तेविश्वरूपिणे ॥ नाना-परिमलद्रव्यंगृहाणगणनायक ॥ ॐश्रीसत्यवि० ॥ नानापरिमल-द्रव्याणिस० ॥ अक्षताश्चसुरश्रेष्ठकुंकुमाक्ताःसुशोभिताः ॥ पूजासंर-क्षणार्थाय ईश्वरः प्रतिगृह्यताम् ॥ ॐश्रीसत्यवि० ॥ अक्षतान्स० ॥ ॐतस्मादश्वाअजायंत० ॥ माल्यादीनिसुगंधीनिमालत्यादीनिवै-प्रभो ॥ मयाहृतानिपूजार्थंपुष्पाणिप्रतिगृह्यताम् ॥ करवीरैर्जाति-कुसुमैश्चंपकैर्बकुलैःशुभैः ॥ शतपत्रैश्चकह्लारैरर्चयेपरमेश्वरं ॥ ॐश्री-सत्यवि० ॥ पुष्पाणिसम० ॥ ॥ अथपत्रपूजा ॥ ( यथाधिकारं ॐकारःसर्वत्रयोज्यः ॥ सुमुखायनमः केतकीपत्रंस० ॥ गणाधि-पायनमः भृंगिराजपत्रंस० ॥ उमापुत्राय० बिल्वपत्रंस० ॥ गजाननाय० दूर्वापत्रंस० ॥ लंबोदराय० बदरीपत्रंस० ॥ हर-सूनवे० धत्तूरपत्रंस० ॥ गजकर्णाय० तुलसीपत्रंस० ॥ गुहाग्रजाय०

अपामार्गपत्रंस० ॥ भिन्नदंताय० अर्कपत्रंसम० ॥ पत्नीयुक्ताय० शमीपत्रंस० ॥ बटवेनमः दाडिमीपत्रंस० ॥ शूलधराय० देवदारुपत्रंस० ॥ भालचंद्राय० मरुपत्रंस० ॥ हेरंबाय० सिंदुवारपत्रंस० शूर्पकर्णाय० करवीरपत्रंस० ॥ सिद्धिविनायकाय० जातीपत्रंस० ॥ सत्याय० विष्णुक्रांतापत्रंस० ॥ द्वैमातुराय० ब्रह्मपत्रंस० ॥ मूषकवाहनाय० चूतपत्रंस० ॥ विघ्नहर्त्रेनमः पुन्नागपत्रंस० ॥ इभवक्त्राय० ॥ सर्वपत्राणिस० ॥ ॥ अथपुष्पपूजा ॥ ॥ गणाधिपाय० शतपत्रपुष्पंस० ॥ ब्रह्मचारिण० चूतपुष्पंस० विनायकाय० पुन्नागपु० ॥ उमापुत्राय० मल्लिकापु० ॥ अघनाशनाय० दाडिमीपु० ॥ लंबोदराय० कर्णिकापुष्पंस० ॥ गजकर्णाय० नंद्यावर्तपुष्पं० ॥ सुराग्रण्येन० कुमुदपु० ॥ पत्नीयुक्ताय० पारिजातपुष्पंस० ॥ अनेकाभरणाय० कमलपुष्पं ॥ कल्पवृक्षाय० मरुपु० ॥ रुद्रप्रियाय० अर्कपु० ॥ गुहाग्रजाय० अशोकपु० ॥ भक्तप्रियाय० जातीपुष्पंस० ॥ भालचंद्राय० चंपकपु० ॥ सर्व सिद्धिप्रदायकाय० ह्रीबेरपुष्पंस० गणाध्यक्षाय० कल्हारपु० ॥ विघ्ननाशिन० यूथिकापु० वक्रतुंडाय० बदरीपुष्पं० ॥ हेरंबाय० हरिपुष्पं० ॥ मूषकवाहनाय० जंबीरपु० कुमारगुरवेनमः नागचंपकपुष्पंसमपर्यामि ॥ ॥ अथांगपूजा ॥ ॥ संकटनाशिनेनमः पादौपूजयामि ॥ स्थूलजंघाय० जंघेपूजयामि ॥ एकदंताय० जानुनीपू० ॥ आखुवाहनाय० ऊरूपू० ॥ हेरंबायन० कटीपू० ॥ लंबोदराय० उदरपू० ॥ गणाध्यक्षाय० हृदयंपू० ॥ स्थूल-

कंठाय० कंठंपू० ॥ स्कंदाग्रजाय० स्कंधौपू० ॥ परशुहस्ताय० हस्तौपू० ॥ गजवक्राय० मुखंपू० ॥ सर्वेश्वराय० शिरःपूज० ॥ सत्यविनायकाय० सर्वांगंपू० ॥ ॥ अथैकविंशतिदूर्वापूजा ॥ गजाननायनमः विघ्नराजाय० ॥ लंबोदराय० ॥ शिवात्मजाय० ॥ वक्रतुंडाय० ॥ शूर्पकर्णाय० ॥ कुजायन० ॥ गणेशाय० ॥ विघ्ननाशिने० ॥ विकटायन० ॥ वामदेवाय० ॥ सर्वदेवाय० ॥ सर्वार्तिहराय० ॥ विघ्नहर्त्रे० ॥ धूम्राय० ॥ सर्वदेवाधिदेवाय० उमापुत्राय०॥ कृष्णपिंगलाय० ॥ भालचन्द्राय० गणाधिपाय० ॥ सर्वसिद्धिविनायकाय० ॥ २१ ॥ अथावरणपूजा ॥ गणेशाय० ॥ उमापुत्राय ॥ अघनाशनाय० ॥ हेरंबायन० ॥ गजवक्राय० ॥ सुमुखाय० ॥ एकदंताय० ॥ कपिलाय० ॥ विकटाय० ॥ विघ्ननाशनाय० ॥ भालचंद्राय० ॥ गणाध्यक्षाय० ॥ धूम्रकेतवे० ॥ ईशपुत्राय० ॥ दयाब्धेत्राहिसंसारसर्पान्मांशरणागतम् ॥ भक्त्यासमर्पयेतुभ्यंप्रथमावरणार्चनम् ॥ अनेनप्रथमावरणार्चनेन भगवान्श्रीसत्यविनायकःप्रीयतांनमम ॥ १ ॥ इतिसर्वत्र ॥ वीरगणपतये० ॥ शूरगणपतये० ॥ वरदगणपतये० ॥ विनायकगणपतये० ॥ इभास्यगणपतये० ॥ एकदंतगणपतये० ॥ क्षिप्रगणपतये० ॥ श्रीसिद्धिगणपतये० ॥ दयाब्धे० द्वितीयावरणार्चनम् ॥ अनेनद्विती० ॥ २ ॥ रामायनमः ॥ रमेशाय० ॥ गिरिजाय० ॥ वृषांकाय० ॥ रत्यै० ॥ मदनाय० ॥ वराहाय० ॥ श्रियै० ॥ दयाब्धे० तृतीयावरणा० अनेनतृतीयाव० ॥ ३ ॥

|| ॐ श्रीसत्यविनायकाय नमोनमः ||

## || अथ तृतीयोऽध्यायः ||

|| ऋषयउचुः ||

|| सूतत्वद्वदनां भोजात्कथां चित्रांव्रताश्रयाम् ||
|| श्रृण्वन्तो न हि तृप्ताः स्मः सुधयाइवमानवाः ||१||
|| पुरोवद महाभाग भोःसतांरोमहर्षण ||
|| ततः किमकरोद्वैश्यः सुदाम्नः प्राप्यतद्व्रतम् ||२||

અર્થ:—શૌનકાદિ ઋષિઓ બોલ્યા–હે સૂતપુરાણી !!! આપના પવિત્ર વદન કમલમાંથી મહાન્ પ્રેમભક્તિ વડે ભરભરિત આ કથા શ્રવણ કરી છતાં અત્યંત સુખ આનંદથી ભરપુર પ્રભુ મહિમાની મધુરતાથી મનુષ્ય માત્ર તૃપ્તિને પામતા નથી. એમ અમો તૃપ્ત થતા નથી. હે સંત સાધુના રોમાંચને આનંદ પામનારા !!! તે સુદામા પાસેથી તે મણિ નામના વૈશ્યે તે વ્રત સમજી લીધું તે પછી શું કર્યું તે જો આપ જાણુતા હોતો કહો. (૧–૨)

|| सूत उवाचः ||

|| नह्य पुण्यवतां लोके मतिःसत्य विनायके ||
|| भवंतः साधुचारिता ब्राह्मणा वेदवादिनः ||३||
|| तत्किंचित्रं भक्तिमंतः सततं ब्रह्मणस्पतौ ||
|| भवदाज्ञा स्फुरद्बुद्धिः कथयेतां यथा श्रुताम् ||४||

અર્થઃ—એમ ઋષિજનોનાં પ્રેમ ભર્યા વાકયો અને પ્રભુ પ્રત્યે પ્રેમ જોઇને પ્રસન્ન થયેલા સૂતપુરાણી બોલ્યા–હે ઋષિઓ !!! જેઓ સત્વગુણ વિશિષ્ટ કર્મ કરતા નથી. તેઓની પાસે પુણ્ય કર્મનો જથો હોતો નથી. પણ જેઓ સત્ત્વગુણ યુક્ત કર્મો કરનારા છે એવા પુણ્યશાળી જીવાત્માઓનીજ આ સત્યવિનાયક શ્રીગણપતિ મહારાજના વ્રતમાં પ્રીતિ થાય છે. અને તેઓની બુદ્ધિ પ્રભુના ચર્ણને સેવે છે. તમો બધા સત્વગુણી સદાચાર સંપન્ન–સાધુ ચરિત્રવાન પવિત્ર બ્રાહ્મણો છો વળી વેદ ભણનારા છો. તેથી તમારી આ દેવાધિદેવ એવા ૐકાર સ્વરૂપ સત્યવિનાયક મહારાજ પ્રત્યે ભક્તિ હોય એમાં શું આશ્ચર્ય !!! હવે તમો જાણવા માટે આજ્ઞા કરો છો તો તે વ્રતની કથા અમોએ જેવી રીતે સાંભળી છે તેવીજ તમોને કહુ છું. (૩–૪)

॥ शिव उवाच ॥

॥ सोप्या ययौ स्वनगरं तदा कच्छभुजाभिधम् ॥
॥ वृत्तांतं कथयित्वा सौ स्वजनान्मार्ग संभवम् ॥५॥
॥ परेह निचकाराशु तावद्विभव संयुतः ॥
॥ माणिर्भक्त्या परमया सत्य वैनायक व्रतम् ॥६॥

અર્થઃ—સદાશિવ કહેવા લાગ્યા–હે પાર્વતી !!! સુદામા જ્યારે પોતાને ઘેર આવ્યા તે વખતે જે વ્રત કર્યું હતું. તે વખતે મણી વૈશ્યને પણ કહ્યું હતું કે–તું પણ વ્રત કરજે, તેથી મણી વૈશ્ય પોતાના કચ્છભુજ નગરમાં આવ્યો અને

રસ્તામાં નાશ પામેલા ધન સંબંધે પત્ની અને સ્વજન બંધુઓને બધી વાત કરી તુરતજ બીજા દિવસે તે મણી વૈશ્યે બહુ મોટા પ્રેમભક્તિના દબદબાથી પોતાની યોગ્યતા અનુસાર શ્રીસત્યનારાયણ શ્રીગણપતિ મહારાજનું વ્રત કીધું. ( ૫-૬ )

॥ सायान्ह पूजा समये श्रेणी मुख्यान्स नागरान् ॥
॥ ब्राह्मणान्वेद् विदुषोराज्ञः प्रतिनिधिं तथा ॥७॥
॥ चित्रबाहुं निजं मित्रं प्रसादा य समाह्वयत् ॥
॥ मित्रा गमन हृष्टो सौ तूर्णं गत्वाथतद्गृहम् ॥८॥

**અર્થ**:—સાયંકાલે પૂજા સમયે પોતાના આપ્ત સબંધીઓને તેમ ગામના આગેવાન મહાપુરૂષોને તથા નગરના ઇતર લોકો વૈદિકી બ્રાહ્મણો ( વેદના મર્મને જાણવાવાળા ) રાજા અને પ્રધાન આદિને પ્રભુદર્શન પ્રસાદને માટે આમંત્રણ આપી બોલાવ્યા. પ્રધાન ચિત્રબાહુ નામનો મિત્ર હતો તેના ઘરનાં સર્વને પ્રસાદ માટે બોલાવ્યાં હતાં. પોતાનો મિત્ર મણી વૈશ્ય ઘણા દિવસે આવ્યો અને મળ્યો તેથી ચિત્રબાહુ આવી પૂજા ચાલતી હતી ત્યાં બેઠો. (૭-૮)

॥ प्रसाद मुपगृह्या सौ स्वमित्रं निजगादह ॥

॥ चित्रबाहु रुवाच ॥

॥ कुशलं ते प्रवासितं कच्चिद्वार्त्तनिरामयम् ॥९॥
॥ इति मित्र वचः श्रुत्वा कुशल प्रश्न पूर्वकम् ॥
॥ स्ववृत्तं मार्ग संभूतं द्रव्यापायं व्रतागमम् ॥१०॥

**અર્થ**:—પૂજાકાર્ય પુરૂં થયા પછી આપેલો પ્રસાદ લઇને તે ચિત્રબાહુ નામનો પ્રધાન પોતાના મિત્ર મણી વૈશ્ય પ્રત્યે બોલ્યો હે મિત્ર !!! પ્રવાસમાં સુખરૂપ રહ્યા અને વ્યાપાર કાર્ય બરાબર ચાલ્યું કે ? ? એવા કુશલ સમાચાર પૂછતાંજ મણીવૈશ્ય માર્ગમાં પોતાને પડેલા સંકટ વિષેની તમામ વાત કરી ચોર ચોરી ગયા. તે પૈકી માત્ર એક હજાર મોહોર હાથ આવી. તેમાંથી પાંચસો મોહોર મેં એક બ્રાહ્મણને આપી. તેણે આ તમામ મોહોરથી શ્રીસત્યવિનાયક વ્રત કીધું. તે વ્રત મેં તે બ્રાહ્મણ પાસેથી સમજી લીધું હતું. કે મારૂં પણ ગયેલું દ્રવ્ય પ્રભુકૃપાથી મને પુનઃ પ્રાપ્ત થાય. (૯–૧૦)

॥ कथया मास समणियाँ वत्तावत्समागताः ॥

॥ चोरास्त द्रव्य मादाय कुप्य रत्नादि संयुतम् ॥११॥

॥ पूर्व निवेदिताश्चारैः सभ्याइव तदांतिके ॥

॥ दर्शया मास तु रथ देवमाया विमोहिताः ॥१२॥

**અર્થ**:—આ વાત ચિત્રબાહુ પ્રધાનને કરે છે એટલામાં એક મોટું આશ્ચર્ય દેખ્યું. કે જે ચોરોએ આ મણિ નામના વૈશ્યનું દ્રવ્ય ચોરી કરીને લીધું હતું. તે સર્વ પદાર્થ દ્રવ્ય લઇને તે ચોર લોકો તે મણી નામના વૈશ્યને ત્યાં આવ્યા અને કહેવરાવ્યું કે કોઇ એક વેપારી આપણે ત્યાં વેપારને અર્થે આવ્યો છે એમ નોકરો પાસે કહેવરાવ્યું. રજા લીધા પછી તે ચોર લોકો ઘરમાં આવી બેઠા. પ્રધાન

પણ પાસે બેઠેલા હતા. તે ચોર લોકો અત્યંત ચતુર હતા. છતાં શ્રીસત્યવિનાયક બુદ્ધિપતિ શ્રીગણપતિ માહારાજની અલૌકિકતાથી મોહ પામેલા હોઇને આ જવેરાત અમારે વેચવાનું છે. (૧૧-૧૨)

॥ रत्नानिरत्न खचिता लंकारान् सचिवायतान् ॥
॥ क्रयार्थे ते न ते सर्वे परिक्षार्थं समर्पितः ॥१३॥
॥ मणये सापितान्द्रष्ट्वा परिचीयबभाणह ॥
॥ चित्रबाहुमिमे चोरा मदीय धनहारकाः ॥१४॥

**અર્થ**:—એમ કહી તે સર્વ ઝવેરાત જે મણીવૈશ્યનું ચોરાયેલું હતું તે સર્વ કાઢીને ચિત્રબાહુ પ્રધાન સમક્ષજ બતાવી મુકયું, તે ઝવેરાતની કીંમત કરાવી તેણે મણી-વૈશ્યને સ્વાધિન કીધું, તેણે તે ઝવેરાત પોતાનું હતું તેથી તુરત ઓળખ્યું. અને પ્રધાનને કહ્યું. આ લોક વ્યાપારી નથી પણ મારા દ્રવ્યના ચોર છે, અને આ દ્રવ્ય મારૂંજ છે. (૧૩-૧૪)

॥ त्वयार्पिता मुद्रिके यं पूर्वं वैवाहिकोत्सवे ॥
॥ अनर्घ्यं माणिक्य मयितामेतां स्मरताद्भवान् ॥१५॥
॥ ततः स्वीयां निश्चिकाय रुरोषसतदापरम् ॥
॥ तावत्मकातिना ज्ञातां ज्ञात्वा तांदस्यवः प्रिये ॥१६॥

**અર્થ**:—વિશેષ શું કહું ? ? જ્યારે આપને ત્યાં લગ્ન

હતું, ત્યારે તમોએ જે અમુલ્ય રત્નની વીંટી જે મને આ પેલી હતી તે જુઓ આ તેજ છે. આપને યાદ આવશેજ. એ પ્રમાણે મણિવૈશ્યનું ભાષણ સાંભળી ચિત્રબાહુ પ્રધાને તે વીંટી બરોબર ઓળખી તેથી પ્રધાનને ક્રોધ ચઢયો લાલચોળ થઇ ગયો. હે પાર્વતી ! ! ! એ પ્રમાણે આ લોક ચોરજ છે, અને ચોરી કરી ગયેલા વેચવા આવ્યા છે. એમ સત્ય રીતે ખાત્રો કરી. (૧૫-૧૬)

॥ भयभीताः संदाधिरे हृदये दृष्ट प्रत्ययाः ॥
॥ सर्वं गृहीत्वा प्रकार्तियदि मोक्ष्यातिनोऽखिलान् ॥१७॥
॥ तदवं पूजयिष्यामो देवं सत्य विनायकम् ॥
॥ ततोऽसौ निजगादो चै स्तच्चेतः कंपयन्निव ॥१८॥

**અર્થ**:—ચોર લોકો ભયભિત થઇ કાંપવા લાગ્યા, અને હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે આ મણીવૈશ્યે જે વ્રત કરવાથી અને જે વ્રતના મહિમાથી પોતાનું સર્વસ્વ દ્રવ્ય પોતાને ઘેર બેઠા પહોંચાડવા અમો અત્રેજ લાવ્યા છીએ. એમ ભુલ ખાધી છે. તેજ સત્યવિનાયક મહારાજની કૃપાથી તે સર્વ લીધા પછી પણ જો અમોને આ પ્રધાનજી મુકત કરશે, અને છોડશે. તો અમો પણ તે સત્યવિનાયક મહારાજના વ્રતપૂર્વક પૂજા કરીશું. એમ તે ચોર લોકો મનમાં પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યા. ચિત્રબાહુ ઘણા મોટા નાદપૂર્વક ચોર લોકો થરથર કાંપે તેમ બોલ્યા. (૧૭-૧૮)

॥ चित्रबाहु रुवाच ॥

॥ तन्नायकं हेकितव सभ्य कस्मादियंत्वया ॥

॥ लब्ध्वा सुमुद्रिका सत्यं वदसर्वे सहाम्यहम् ॥१९॥

॥ नोचेद्राज्ञे निवेद्याशु सर्वान्वश्चोरसत्तमान् ॥

॥ विनिशिक्षामिदंडेन महता पापकारकान् ॥२०॥

**અર્થ**:—તે ચોરોના મુખ્ય નાયકને ચિત્રબાહુ કહેવા લાગ્યા. હે ગૃહસ્થ વ્યાપારી પેઠે આવેલા ચોરો !!! આ વીંટી તમોએ કોની પાસેથી મેળવી છે તે સાચી વાત કહેજો. ખરેખરી વાત કરશો તો તમને અપરાધમાંથી મુક્ત કરીશ. જો તમો સાચી વાત નહિ કહો તો પછી આ વાત શ્રી-નૃપતિને કહીશું. પછી તમોને સર્વેને મોટી શિક્ષા પ્રાપ્ત થશે તેમ દંડ પણ થશે, પાપની શિક્ષા મળશે. (૧૯-૨૦)

॥ इति प्रातिनिधेर्वाचं श्रुत्वा त जातसाध्वसाः ॥

॥ उचुस्तं प्रस्खलद्वाचः कंपमानांगयष्टयः ॥२१॥

॥ सर्वं यथातथं वृत्तं निखिलं चदद्दुर्धनम् ॥

॥ गृहित्त्वा तत्प्रातिनिधिः सर्वं दत्वामणिंप्रति ॥२२॥

**અર્થ**:—એ પ્રમાણે પ્રધાનનાં વાક્ય સાંભળી ચોર લોકો થરથર કાંપવા લાગ્યા, અને ખુલ્લી રીતે બોલ્યા. હે મહારાજ ! ! ! અમોએ અમુક સ્થાને આ ચોરી કરી હતી. ત્યાંથી અમો ચોરી કરીને માલ લાવેલા છીએ. એ પ્રમાણે સઘળી સાચી હકીકત કહી દીધી, એમ કહી આ સર્વ

ધન પ્રધાનની પાસે મુકી દીધું. અને પ્રધાને તે મણી વૈશ્યને સોંપ્યું. (૨૧–૨૨)

॥ मुमोच चोरान्सकलान्सत्यभाषण तोषितः ॥
॥ एवं व्रत प्रभावेन समणिर्लब्धवान्धनम् ॥२३॥
॥ ततोऽति हृष्टमनसा प्रतिमासं पुपूजह ॥
॥ भुक्त्वा सविविधान्भोगान्क्रमात्स्वानंद मेयिवान् ॥२४॥

અર્થ:—શ્રીમત્ વિનાયક મહારાજનું વ્રત કરવાની બાધા રાખેલી હોવાથી એજ ગુરૂકૃપા કે તેઓની બુદ્ધિ પ્રથમ તો સાચું બોલવાની થઇ. એમ ઉભય પ્રકારે સુધરવાથી તે પ્રધાન ચિત્રબાહુએ તે ચોર લોકોનો દંડ ન કરતાં ત્યાંથીજ છોડી દીધા. આ પ્રમાણે મણીવૈશ્યનું સઘળુંજ ગયેલું દ્રવ્ય શ્રીસત્યવિનાયક શ્રીગણપતિ મહારાજના વ્રતપ્રભાવથી આશ્ચર્યકારક રીતે આવી મળ્યું. તેથી અત્યંત સંતુષ્ટ થયેલો મણીવૈશ્ય પ્રત્યેક મહિનામાં શ્રીસત્યવિનાયક શ્રીગણપતિ મહારાજનું વ્રત અને પૂજા કરવા લાગ્યો, તે ભકિતયોગથી આ મનુષ્યલોકમાં નાના પ્રકારનાં સુખભોગ ભોગવીને અંતે શ્રીમહાગણપતિના સ્વાનંદ લોકને પામ્યો. કે જ્યાં ગયા પછી પાછું આવવું પડતું નથી. (૨૩–૨૪)

॥ ब्रह्मोवाच ॥

॥ ततो हृष्ट प्रत्ययोसौ प्रधानो हादिनारद ॥
॥ व्रतं संमानयामास सुपुत्रावाप्तये परम् ॥२५॥

॥ लब्ध्वा सुपुत्रंमुदितो विसस्मारव्रतं शुभम् ॥
॥ ततो विघ्नाभिभूतःस राज्ञा स्वल्पापराधतः ॥२६॥

અર્થ:—બ્રહ્માજી નારદ પ્રત્યે કહેતા હવા હે નારદ !!! વણીવૈશ્યને તો આ વ્રતનો સાચેસાચો અનુભવ પ્રાપ્ત થયો એ પ્રધાન ચિત્રબાહુ જોઈ શકયા હતા. તેથી પોતાને ત્યાં પુત્ર નથી તેથી પુત્રપ્રાપ્તિને માટે આ સત્યવિનાયક શ્રી-ગણપતિ મહારાજનું વ્રત મારે પણ કરવું. એવી બાધા ચિત્રબાહુએ રાખી–શ્રીઇષ્ટગુરૂ મહારાજની કૃપાથી થોડા કાળમાં ચિત્રબાહુને ત્યાં પુત્રરત્નની પ્રાપ્તિ થઇ તેથી ઘણોજ આનંદ પામ્યો. આ પુત્રના મોહમાં તે પ્રધાન પછી શ્રીસત્યવિનાયક મહારાજને હૃદયથી વિસર્યો તેથી થોડા દિવસમાં તેના ઉપર મહાન્ વિઘ્ન આવી પડતાં થોડાક અપરાધથી પણ રાજાએ તેને શિક્ષા કરી. (૨૫–૨૬)

॥ पुरात्सर्वस्व मादाय ययौ निष्कासितो बहिः ॥
॥ रेवातीरे चरन् भिक्षां गिरिपुत्रिशुकाश्रमम् ॥२७॥
॥ नत्वा मुनिवरं दुःखाच्चित्रबाहु रुरोदह ॥
॥ ध्यानेनालोक्यतस्यागः समुनिस्तंजगादवै ॥२८॥

અર્થ:—રાજાએ તે પ્રધાનનું સર્વસ્વ ધન વૈભવ હરી લીધું, અને પોતાના નગરથી બહાર કાઢી મુકયો. મહાદેવજી પાર્વતીજીને કહેવા લાગ્યા. હે પાર્વતી !!! એ પ્રમાણે ચિત્રબાહુની સ્થિતિ થઇ. પછી તે ચિત્રબાહુ

નર્મદાના તીરે જઇ ત્યાં ભીક્ષા માગી પોતાનું પોષણ કરવા લાગ્યો. એક દિવસે ભીક્ષા માગતાં માગતાં તે પ્રધાન શ્રીશુકાચાર્યના આશ્રમમાં આવી પહોંચ્યો. મુનિને જોઇને સાષ્ટાંગ નમસ્કાર કરીને પગે લાગી મહાદુ:ખથી અતિ આક્રંદપૂર્વક રોઈ પડયો. આવો તેને દુ:ખી જોઇને તે મુનીએ ધ્યાન કરી જોયું અને મુનિ મહારાજ કહેવા લાગ્યા. (૨૭–૨૮)

॥ श्रीशुकउवाच ॥

॥ मारोदी श्चित्रबाहोत्वं स्मर सत्य विनायकम् ॥
॥ सर्वादि पूज्यं सर्वैश्च पुत्रार्थे मानितंपुरा ॥२९॥

॥ श्रीशिवउवाच ॥

॥ इति संस्मारित स्तेन व्रतं सस्माराविस्मृतम् ॥
॥ ततो दारा पुत्र युतश्चक्रे तत्रैवतत्पुनः ॥३०॥

અર્થ:—શ્રીશુકમહારાજ બોલ્યા–હે ચિત્રબાહુ ! ! ! રડીશ નહિ–છાનો રહે, જેનું સનાતન વૈદિક ધર્મમાં સર્વ-કર્મના અધિષ્ઠાનપૂર્વક જેમની પ્રથમ પૂજા કરવામાં આવે છે, એવા સત્યવિનાયક શ્રીગણપતિ મહારાજનું તું સ્મરણ કર–કે તમોએ પ્રથમ પુત્રપ્રાપ્તિ માટે શ્રીસત્યવિનાયક મહા-રાજની બાધા રાખી હતી. શ્રીસદાશિવ બોલ્યા–હે પાર્વતી ! શુકદેવ મહારાજે યાદ આપતાંજ ચિત્રબાહુને સ્મર્ણ આવ્યું. અને પોતાનાં સ્રીપુત્ર સહિત તે વ્રત કરવા લાગ્યા. (૨૯-૩૦)

॥ ततोत्र प्रभावेन तद्राज्ञा धर्मकीर्तिना ॥
॥ विचार्य बहु मानेन समाहूतःसमाययौ ॥३१
॥ राज्ञः प्रीतिं परां प्राप्यां ते तत्स्थानमगान्मुदा ॥
॥ ते पि चोराः समायाताः स्वदेशंमगधाभिधम् ॥३२॥

**અર્થ**:—ત્યાર પછી તે સત્યવિનાયક વ્રતના પ્રભાવથી પોતાના પ્રધાનને નિરપરાધે શિક્ષા કરી છે, તે યોગ્ય નથી એમ ધર્મકીર્તિ રાજાના મનમાં આવવાથી તે રાજાએ મોટા સન્માનપૂર્વક ચિત્રબાહુ પ્રધાનને પોતાની પાસે બોલાવ્યો. એવી રીતે ચિત્રબાહુ રાજાની આજ્ઞા થતાં પોતાને ઘેર આવ્યો. રાજાની પ્રીતિ થવાથી પુનઃ તેને પ્રધાનની જગા પ્રાપ્ત થઇ, તેથી આ લોકના તમામ સુખ ભોગવી અંતે તે મોક્ષને પામ્યો. આ બાજુએ પેલા ચોર લોકો શ્રીસત્ય-વિનાયક વ્રતની બાધા રાખતાં તે છુટવાથી અને કંઇ પણ શિક્ષા ન થતાં છુટયા પછી પોતાના મગધ દેશમાં ગયા. (૩૧–૩૨)

॥ त्यक्त चौर्याः सदाचारा स्तत्प्रसादात्सुबुद्धयः ॥
॥ तदा संभृत संभारा फल्गोस्तीरे सुशोभने ॥३३॥
॥ कृत्वा मंडपिकां चारु कदली स्तंभमंडिताम् ॥
॥ पुपूजुः परया भक्त्या देवं सत्य विनायकम् ॥३४॥

**અર્થ**:—અને પ્રભુકૃપાથી છુટયા. તેથી હવે પછી ચોરી કરવાનું છોડી દીધું. દિવસે દિવસે સદાચાર સંપન્ન

થયા. શ્રીસત્યવિનાયક મહારાજની કૃપાથી તેમની ઉત્તમ પ્રકારની બુદ્ધિ થઇ. મહાદેવજી પાર્વતીને કહેવા લાગ્યા કે હે પ્રિયે ! ! એ પ્રમાણે થયા પછી ફલગુ નદીને તીરે સર્વ સામગ્રી સાથે અતિ પ્રેમથી કેળનો મંડપ કરી ચારે તરફ કદલી બાંધી બહુ દબદબાપૂર્વક ભક્તિસહ શ્રીસત્યાવનાયક મહારાજનું વ્રત પણ કરવા લાગ્યા. (૩૩–૩૪)

इति श्रीब्रह्मांडपुराणे शिवपार्वती संवादे श्रीसत्यविनायकोपाख्याने

तृतीयोऽध्यायः ॥३॥

ॐ ॐ ॐ

એ પ્રમાણે શ્રીબ્રહ્માંડ પુરાણનો શિવપાર્વતી સંવાદ-રૂપ શ્રીસત્યવિનાયક શ્રીગણપતિ મહારાજના વ્રતની કથાનો ત્રીજો અધ્યાય ગુજરાતી ટીકા સાથે પુરો થાય છે.



ॐ श्रीस्वानंदपतये नमोनमः ॥१॥

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥

॥ शिव उवाच ॥

॥ तत्रा कस्माद्य यौकाचिल्ललनारुदती भृशम् ॥
॥ दुःखार्ता म्लानवदना वदान्या जीवितेस्वके ॥१॥
॥ तां निरीक्ष्य तथा भूतां भार्गवो वेदविद्विजः ॥
॥ परदुःखा सहिष्णुस्तदूव्रताचार्यो जगादह ॥२॥

અર્થ—સદાશિવ બોલ્યા હે પાર્વતી ! ! ! તે મગધ દેશના ચોરા ફલ્ગુ નદીના કિનારે શ્રીસત્ય વિનાયક શ્રીગણુપતિ માહારાજનું પૂજન કરતા હતા. એવામાં અતિ દુઃખથી મ્લાન થયું છે વદન તે જેનું એવી કોઇ એક સ્ત્રી રડતી રડતી ત્યાં આવી. તે સ્ત્રીને જોઇને તે સમયે પૂજા કરાવનાર એક ભાર્ગવ નામનો વેદવેત્તા બ્રાહ્મણ હતો તે પરદુઃખને સહન કરી શકતો નહોતો તેથી દયા આવી અને તેસ્ત્રીને પૂછવા લાગ્યો. (१-२)

॥ भार्गव उवाच ॥

॥ कासि कस्यासितन्वंगि कुतोत्रागमनंतव ॥
॥ किं दुःखं वद कल्याणि हरतां तद्विनायकः ॥३॥
॥ इति तद्वाक्यमाकर्ण्य किं चिद्धर्षवतीसती ॥
॥ द्विज वाग्जात विश्वासा स्ववृत्तं सा जगादह ॥४॥

અર્થ—હે કલ્યાણી ! ! ! તું કોણ અને કોની સ્ત્રી છે ? ? અને અત્રે ક્યાંથી આવી છે ? ? તું કીયા દુઃખે પીડાઊ છું તે વાત કહે શ્રીસત્યવિનાયક માહારાજ તારા દુઃખનો વિનાશ કરનાર સમર્થ છે. એવી રીતે તે ભાર્ગવ નામના બ્રાહ્મણનાં દયાથી ભરેલાં પ્રેમ વાક્ય સાંભળી તે સ્ત્રીને અત્યંત હર્ષ થયો અને તે બ્રાહ્મણના વચન ઉપર તે સ્ત્રીને વિશ્વાસ બેઠો. તેથી પોતાનું સઘળું વૃતાંત કહેવા લાગી. ( ૩–૪ )

॥ सो वाच ॥

॥ चन्द्रसेना ह्वयः श्रीमान् राजा मालवदेशपः ॥
॥ वदान्यो धर्मसंपन्न स्तेजस्वी संशित व्रतः ॥५॥
॥ धर्मात्मा सत्यवचनो वेदशास्त्रार्थ तत्ववित् ॥
॥ चतुरंग बलोपेतः सर्वलक्षण लक्षितः ॥६॥

અર્થ—તે સ્ત્રી બોલી હે શ્રેષ્ટ બ્રાહ્મણ ! ! ! માલવ દેશાધિપતિ એક ચન્દ્રસેન નામનો રાજા છે. તે મહાન્ ઊદાર દાનેશ્વરી, ધર્મસંપન્ન અને અતિ પ્રેમપૂર્વક વ્રત વ્રતાદિ કરવાવાળો છે–તે તેજોમય મૂર્તિ નૃપતિ અતિ સનાતન ધર્મમાં આસ્થાવાળો સત્યવાદી અને વેદશાસ્ત્રાર્થને જાણવાવાળો છે. વળી તત્વવેત્તા છે. એમ સર્વ લક્ષણ સંપન્નતા સાથે :તેની પાસે ચતુરંગયુક્ત સૈન્યબળ પણ મોટું છે. ( ૫–૬ )

॥ रक्षिता वसुधां सर्वां प्रजाः पुत्रानिवौरसाम् ॥
॥ तस्याहं महिषी नाम्ना सुशिला पुत्रवर्जिता ॥७॥
॥ अतः परावृता जाया नाम्ना सामदनावती ॥
॥ गुणवान्नीति वांश्चोभौ प्रधानौ सर्वविक्तमौ ॥८॥

**અર્થ**:—તે નૃપતિ પોતાની પૃથ્વીનું રૂડી પ્રકારે રક્ષણ કરનારો છે. તેમ પોતાની પ્રજાનું ઔરસ પુત્ર પ્રમાણે રૂડા પ્રકારે પાલન કરવામાં પણ સમર્થ છે. તેની હું સુશીલા નામની સ્ત્રી છું. મને પુત્ર સંતાન નથી તેથી તે ચન્દ્રસેન નૃપતિએ પુત્ર કામના માટે બીજી સ્ત્રી કરેલી છે. તેનું નામ મદનાવતી છે. રાજાની પાસે સર્વ પ્રકારને જાણુ-વાવાળા, અત્યંત ગુણવાન, નિતિમાન નામના બે પ્રધાન પણ છે. (૭–૮)

॥ सुनीति कुशलौ यस्य कार्तिकेय पराक्रमौ ॥
॥ सम्मे भर्त्तावशंनीतः सपत्न्या श्यामयाकिल ॥९॥
॥ रमतेऽहर्निशं सोपि नानालंकार भूषया ॥
॥ न वियोगं हि सहते क्षणमात्रं तया कचित् ॥१०॥

**અર્થ**—તે બંન્ને પ્રધાનો અત્યંત નીતિ કુશળ હોવાથી ન્યાયમાં શ્રીસ્વામીકાર્તિકના સમાન પરાક્રમવાળા હતા. તે સર્વ સારૂ સારૂજ છે. પણ હાલમાં પરણેલી મદ-નાવતી કે જે સોળ વર્ષની છે. તેણે નૃપતિને પોતાને વશ કીધા છે. નાના પ્રકારના વસ્ત્રાલંકારવાળી તે સ્ત્રીના મોહમાં

રાજા અત્યંત રમમાણુજ રહે છે. તે રાજા સ્ત્રીનો ક્ષણુવારનો વિયોગ પણ સહન કરી શકતો નથી. ( ૯–૧૦॥ )

॥ मां धिक्करोति सततं न शृणोति चमद्वचः ॥
॥ रुपामामीक्षते नित्यं न गृण्हातिमयार्पितम् ॥११॥
॥ तस्या दास्यं विधायाहं स्थितावेष्मनि दुःखिता ॥
॥ तस्यां तस्या भवत्सूनुः सपत्न्यांचारु लोचनः ॥१२॥

**અર્થ**—અને મારો તો સદાકાળ તિરસ્કાર કરી મને ધિક્કારજ આપે છે. મારી કહેલી કોઇ વાત તે નૃપતિ સાંભળતાજ નથી. મારા ઉપર હમેશાં રીશજ રાખ્યા કરે છે. હુ કાંઈ પણ વસ્તુ આપું તો પણ તે લેતા નથી. એ પ્રમાણે તેમની હું દાસી તરીકે તેમની પાસે ઘરમાં રહું છું અને નાના પ્રકારનાં કષ્ટો ભોગવું છું. મદનાવતીને તે રાજાથી એક સુંદર પુત્રની ઉત્પત્તિ થઈ છે. ( ૧૧–૧૨ )

॥ चकार जात कर्मास्य विधितो नाम चाकरोम् ॥
॥ द्विजोरितः पद्मसेन इत्थं सवव्रृधेततः ॥१३॥
॥ शुक्ल चन्द्रइव श्रीमानष्टमेत्रत बंधनम् ॥
॥ समाप्त विघ्नंतं पश्चान्मद्रनाथः सुतांददौ ॥१४॥

**અર્થ**—પુત્ર થયા પછી રાજાએ યથાવિધિ જાતકર્મ સંસ્કાર સહનામકરણ સંસ્કાર બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કર્યા. બ્રાહ્મણોએ **પદ્મસેન** તેનું નામ પાડયું. તે બાલક શુકલપક્ષના ચન્દ્રમાની પેઠે દીનપર દીન તેજસ્વી રીતે

વૃદ્ધને પામ્યો. રાજાએ આઠમે વર્ષે તેને ઉપનયન સંસ્કાર પણ કીધો. પછી તેને વિદ્યા ભણુવા માટે ગુરૂના ચર્ણુમાં મુકયો ત્યાં તે સર્વ વિદ્યા ભણ્યો. ત્યાર પછી મદ્ર દેશના રાજાએ તે પદ્મસેનને પોતાની કન્યા પરણાવી. (૧૩-૧૪)

॥ ततः कतिपयाहः सुराजा मत्प्राणवल्लभः ॥
॥ गया यात्रार्थ मायातः परिवार युतो द्विजः ॥१५॥
॥ अद्य यात्रां समाप्यासौ श्रान्तः सुष्वापमंचके ॥
॥ सपत्नींतं सेवयितुं गता तच्चरणांतिके ॥१६॥

**અર્થ**—હે શ્રેષ્ટ બ્રાહ્મણ !!! કેટલાએક દિવસ એમ વિત્યા બાદ તે મારા પ્રાણવલ્લભ પતિ-ચન્દ્રસેન ગયાની યાત્રાના પ્રસંગે પોતાના સહકુટુંબ પરિવારસહ અહિંયાં આવ્યા છે. તેઓની સર્વ યાત્રા આજરોજ પુરી થઇ છે. તેથી અત્યંત પરિશ્રમને પામેલા તે મારા પતિ હિંચકા ઉપર જઇને સુતા. એટલામાં તે મારી શોક-રાજાની સેવા કરવા માટે તેના પગ પાસે આવી (૧૫-૧૬)

॥ मां वीक्ष्य सा कलुषिता मपदे नाहनद्रुषा ॥
॥ ततोति दुःखिताह्रीणा प्राणत्यागायसंगता ॥१७॥
॥ भर्त्तान मनुते यां तां न कोपि मनुते कदा ॥
॥ अतः किंजीविते नाथ शोषयामि कलेवरम् ॥१८॥

**અર્થ**—તે મદનાવતીએ મને ત્યાંજ ઊભી રહેલી જોઇને અત્યંત કલુષીત બુદ્ધિવાળી તે સ્રીએ મહાન દ્વેષ-

પૂર્વક મને લાત મારી તેથી મને ઘણુંજ કષ્ટ થયું અને મને પ્રાણ ત્યાગ જેટલું કષ્ટ સહન કરવું ભાગ્ય આવ્યું. હે દ્વિજ-વર ! ! ! જે સ્ત્રીને તેનો પતિ માન આપતો નથી તેને કોઇ પણ માન આપતું નથી. તેથી હવે જીવનનો શું ઉપયોગ ? ? ? આના કરતાં તો અરણ્યમાં જઇને ઉપોષણ કરીને શરીર શોષણ કરી શરીર છોડવું વધારે સારૂ છે. (૧૭-૧૮)

॥ पास्ये विषं पते याप्सु न मनोयाति निश्चयम् ॥
॥ एतास्मिन्नंतरे दृष्टं भवत्पाद युगं शुभम् ॥१९॥
॥ किमिदं क्रियते सर्वैः कोवादेवः मपूज्यते ॥
॥ किं फलं लभते ह्यस्मा द्वदाविप्रदयानिधे ॥२०॥

**અર્થ**—અથવા વિષપાન કરી શરીરનો ત્યાગ કરવો એવું મારા મનમાં થાય છે. અથવા પાણીમાં પડી પ્રાણ ત્યાગ કરવો એવા અનેક વિચાર થાય છે. પણ એકે પ્રકારનો દૃઢ નિશ્ચય ન હોવાથી અત્યાર પર્યંત ભટકું છું આખરે અત્રે આવી છું. પ્રારબ્ધ યોગથી આપ બ્રાહ્મણનાં રૂડા પ્રકારે ચરણયુગલ સાંપડયાં છે—હે કરૂણાસાગર બ્રાહ્મણ ! ! ! આ જગોએ આ બધા લોકો ભેલા થઇને શું કરે છે. કીયા દેવની પૂજા ચાલી રહી છે. પૂજા કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે. તે જો કૃપા કરી મને કહેશો તો મહાન્ ઉપકાર થશે. (૧૯-૨૦)

॥ अहमप्या चरिष्यामि यदिपूर्ण मनोरथा ॥
॥ निशम्य तस्या स्तांवाणीं सदयः परिदेविनीम् ॥२१॥
॥ तत्वृत्तमखिलं तस्मै बभासे भार्गवाग्रणीः ॥

॥ भार्गव उवाच ॥

॥ संन्यस्त चौर्या चरणै स्तत्प्रसादात्सुबुद्धिभिः ॥२२॥

**અર્થ**—જે જાણવાથી અને મારા મનોરથ પુર્ણ થવાથી હું પણ તે વ્રતનું આચરણ કરીશ. એવી આ રાજય પત્નિની દીન વાણી સાંભળી તે ભાર્ગવ નામનો બ્રાહ્મણ કે જે અત્યંત સુનિતિમાન છે. તે સત્ય વિનાયક મહારાજના વ્રતનો મહિમા સંભળાવવા લાગ્યો. હે રાજપત્ની ! ! ! આ વ્રત કરવા બેઠેલા પ્રથમ ચોર લોકો હતા. પણ શ્રીસત્ય વિનાયક મહારાજની કૃપાથી તેઓએ ચોરીનો ધંધો છોડી દઇ સદ્બુદ્ધિવાન બન્યા છે. ( ૨૧–૨૨ )

॥ स्ववृत्तोपात्त सुधनैरेभिः पूर्णमनोरथैः ॥

॥ व्रतस्थैः पूज्यते भक्तया देवः सत्यविनायकः ॥२३॥

॥ तत स्त्वनन्यशरणमादि देशव्रतं शुभम् ॥

॥ ददौ प्रसादं तां सर्व क्षीरपाक विनिर्मितम् ॥२४॥

**અર્થ**—તે ચોર લોકોની સદ્વૃત્તિ થવાથી શ્રીગણેશ કૃપાએ હાલમાં તેઓ સારા સધન બન્યા છે. સત્ય વિનાયક મહારાજની કૃપાથી તેઓના મનોરથો પણ પૂર્ણ થયા છે તેથી આજરોજ તેઓએ વ્રત કીધું છે અને ભક્તિપૂર્વક તેઓ રૂડા પ્રકારે પૂજન કરે છે. એ પ્રમાણે તે ભાર્ગવ બ્રાહ્મણે તે રાજપત્નીને તે ચોર લોકોની સઘળી વાત કરી કે અનન્ય શરણ રહેનારા જે માણસો હોય છે તેઓને આ વ્રતનો વિધિ સુફળ આપે છે અને તેણે આ વ્રત કરવું

એમ કહીને દુધમાં બનાવેલો સર્વ પ્રસાદ પેલી રાજપત્નીને આપ્યો. ( ૨૩–૨૪ )

॥ भुक्त्वाप्रसादं सातत्र याता स्वस्थानिजं स्थलम्
॥ ध्यायंती सर्वदा चित्ते प्रभुं सत्य विनायकं ॥ २५॥
॥ तेपि चोरा व्रतवशात्भुक्त्वा भोगान् मनोगतान् ॥
॥ शुद्धात्मानः क्रमान्सर्वे ब्राह्मणा अन्यजन्मनि ॥२६॥

**અર્થ**—તે રાજપત્નિએ અતિ પ્રેમ આદરથી શ્રીપ્રભુ સત્ય વિનાયકનો પ્રસાદ લઈ ત્યાંજ જમી ગઇ અને સ્વસ્થ ચિત્તપૂર્વક પોતાના રહેવાના સ્થળે ગઈ અને વારંવાર વારંવાર પોતાના મનમાં શ્રીૐકાર સ્વરૂપ શ્રીમહાગણુ-પતિના સત્ય વિનાયક વ્રતનું ચિંતન કરવા લાગી. અહિંયા પેલા મગધ દેશના ચોરો એવી રીતે સત્ય વિનાયક વ્રત પોતાને ઘેર પ્રતિ વાર્ષિક કરવા લાગ્યા. તેથી આ જન્મમાં અનેક પ્રકારનાં સુખ ભોગવી. તે સત્ય વિનાયક મહારાજની કૃપાથી બીજા જન્મમાં બ્રાહ્મણના ઉત્તમ પ્રકારના દેહને ધારણ કરી. સનાતન વૈદિક ધર્માચરણ આદરી પ્રભુના મોક્ષ પદને પ્રાપ્ત થયા. ( ૨૫–૨૬ )

इति श्रीब्रह्मांडपुराणे शिवपार्वती संवादे सत्य विनायकोपाख्याने
चतुर्थोऽध्यायः ॥४॥ ૐ ૐ ૐ

એ પ્રમાણે બ્રહ્માંડ પુરાણનો શિવ પાર્વતી સંવાદરૂપ શ્રીસત્ય વિનાયક વ્રત કથાની ગુજરાતી ટીકા સાથેનો ચોથો અધ્યાય પુરો થાય છે.

ॐ श्रीमन्महागणाधिपतये नमो नमः ॥

# ॥ अथ पंचमोऽध्यायः ॥

॥ श्रीपार्वत्युवाच ॥

॥ देव देव जगन्नाथ महेश करुणाकर ॥

॥ परावृत्त्य परंब्रूहि कथमाचरितं व्रतम् ॥१॥

॥ प्रिया प्रश्नं समाकर्ण्य जगाद भगवान्हरः ॥

॥ श्रीशिव उवाच ॥

॥ समाप्य यात्रांस ययौ नृपः कर्णावतं पूरम् ॥२॥

**અર્થ**:—પાર્વતીજી બોલ્યા હે દેવના પણ દેવ ! હે જગન્નાથ !!! હે કરૂણાકર–હે મહેશ્વર !!! તે સુની નામની રાજપત્નિ તે ભાર્ગવ નામના બ્રાહ્મણ પાસે વ્રતનો વિધિ સમજીને પોતાને ઘેર ગઇ તેણે પછી કેવી રીતે વ્રત કીધું. અને તેનું શું ફળ આવ્યું તે આપ કૃપા કરી કહેશો, એવી રીતે પાર્વતીનાં પ્રેમભક્તિનાં વચન સાંભળી ઈશ્વર સ્વરૂપ સાક્ષાત્ માહાદેવજી બોલ્યા–હે પ્રિયે !!! ચન્દ્રસેન રાજા પોતાની ગયાજીની યાત્રા સમાપ્ત કરી પોતાના સર્વ પરિવાર સહિત પોતાની કર્ણાવતી નગરીએ આવ્યા. (૧–૨)

॥ स्वराज्यं पालयामास धर्मेण यश आप्तवान् ॥

॥ नित्यं विनायक ध्यानात्तत्प्रसादस्य भक्षणात् ॥३॥

॥ बुद्धि भेदो बभूवास्य प्रियांमेने सतीमपि ॥
॥ ततो दृष्ट प्रत्ययासा भरद्वाजंमुनिगुरुम् ॥४॥

અર્થ:—અને પ્રથમની પેઠે પોતાની રાજ્ય પ્રજાનું યથાશાસ્ત્ર પાલન કરવા લાગ્યા. રાજા સ્વધર્મશીલ હતો તેથી તેને સુયશ પ્રાપ્ત થયો. અહિંયાં રાજપત્ની સુનીતા શ્રીપ્રભુ સત્યવિનાયક માહારાજના પ્રસાદના બલથી તેમ પ્રભુના ચિંતવનથી તેની બુદ્ધિમાં ઘણોજ ફારફેર થઈ ગયો. અને તેથી નૃપતિની બુદ્ધિમાં પણ પ્રભુ કૃપાએ ફારફેર થયો. સુનીતા ઉપર રાજાને જે અપ્રીતી હતી તે હવે ધીમે ધીમે ઉતરી રાજાને વિચાર આવ્યો કે—આ મારી સ્ત્રી સદ્ગુણી છે. તેથી તેના ઉપર પ્રીતી થવા લાગી. આ પ્રમાણેનો અનુભવ તેના હૃદયમાં આવવાથી પોતાના કુલગુરૂ ભરદ્વાજ મુનીને કહેવાનો નિશ્ચય થયો. (૩-૪)

॥ समाहूय जगादाथ व्रता वाप्ति कथां निजाम् ॥
॥ सोप्याहतां मयाप्ये तन्मंगलायो पदेशितम् ॥५॥
॥ ततस्तेन व्रतेनाप्तं मानुष्ये प्यमृताशनम् ॥
॥ एवं ज्ञात प्रभावासा सत्र्यस्तद्व्रतमार भत् ॥६॥

અર્થ:—ભરદ્વાજ મુનીને બોલાવી. રાણીએ પોતાની તમામ હકીકત જણાવી. તે સમયે ભરદ્વાજ મુની બોલ્યા. હે રાજપત્ની !!! પૂર્વે આ સત્યવિનાયક શ્રીમહાગણપતિ મહારાજનું વ્રત કરવા મેં મંગળને કહ્યું હતું. તેથી ઉપદેશ

કયા પ્રમાણે મંગળે તે વ્રત કીધું તેથી આ મનુષ્ય લોકમાં તેને અમૃત પ્રાશન કરવાનો અધિકાર પ્રાપ્ત થયો. એવો આ વ્રતનો અપૂર્વ મહિમા છે. આ પ્રમાણે શ્રવણ કરતાંજ રાજપત્ની સુનીતાએ સર્વ સામગ્રી તૈયાર કરી વ્રત કરવાનો નિર્ણય કર્યો. (૫-૬)

**॥ सायं पूजाविधानाय गुरुणापति माव्हयत् ॥**

**॥ प्रेक्ष्यव्रतं नृपो यास्यन्माहासौ मदनावतीम् ॥७॥**

**॥ याहि प्रिये मया दृष्टुं विनायक व्रतोत्सवम् ॥**

**॥ साहनो याम्यहं तत्र भृशंशूलवती भवान् ॥८॥**

**અર્થ:**— સંધ્યાકાળે વ્રતોત્સવ કરવા સમયે પોતાના સદ્ગુરૂ ભરદ્વાજ મુનીને પોતાનાપતિ ચન્દ્રસેન પાસે મોકલી આમંત્રણ કરાવ્યું. રાજા સુનિતાને ત્યાં જવા નિકળ્યા. જતી વખત નાની પત્ની મદનાવતીને કહેવા લાગ્યા હે સ્ત્રી !!! આજે આપણી સુનીતાને ત્યાં સત્યવિનાયક વ્રતનો મહોત્સવ છે. તે વ્રતોત્સવ જોવા અને પ્રભુદર્શન કરવાને આમંત્રણ કીધું છે. માટે તું પણ મારી સાથે ચાલ, તે સાંભળતાં મદનાવતી બોલી. મારા પેટમાં શુલ ( ચુંક ) આવે છે તેથી આવી શકીશ નહીં. (૭-૮)

**॥ प्रयात्व दृष्ट कुतुकस्तथापित्वरितं ययौ ॥**

**॥ गुर्वाज्ञया शापभीतस्ततः पतिपुरःसरा ॥९॥**

**॥ विधाय पूजां श्रुत्वातु कथां साद्विजदंपती ॥**

**॥ संभोज्य मानयामास दाक्षिणा भूषणांशुकैः ॥१०॥**

**અર્થ**:—મદનાવતીએ તીર્યક્ વચનોથી કહ્યું આવો ઉત્સવ આપણી દૃષ્ટિએ કદીએ પડયો નથી. તેથીજ આપણે ત્યાં જવું જોઇએ. એ પ્રમાણે કરડાકી ભર્યા વચન કહ્યાં છતાં રાજાએ ધ્યાન આપ્યું નહિં, અને ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન નકરવું. જો કદી તેઓ શાપ આપે તો અહિત થાય એવા ભયથી તે રાજા સુનિતાને ત્યાં આવ્યો. પોતાના પતિ સાથે બેસીને સુનીતાએ પોતાના પ્રેમ સહિત શ્રીસત્યવિનાયક મહારાજનું યથાસાંગપૂજન કીધું અને કથા શ્રવણ કરી બ્રાહ્મણ દંપતિનાં જોડાં જમાડી તેમને વસ્ત્રાભુષણ આપી બ્રાહ્મણોનું સન્માન કીધું. (૯–૧૦)

॥ सुवासिनीः समानर्च कंचुकी कुंकुमादिभिः ॥
॥ सुगंधचूर्ण तैलाद्यै स्ततःप्रीत्यासुहृज्जनैः ॥११॥
॥ ततः प्रसादं सा खर्वं क्षीरपाक विनिर्मितम् ॥
॥ नाना भोज्य समायुक्तं बुभुजेतं वरानने ॥१२॥

**અર્થ**:—સીધવા સ્ત્રીઓને બોલાવી હલદર કંકુ આપ્યાં કંચુકીઓ અર્ગજાકાનની બુકડીઓ આપી સંતોખ્યાં અત્તર વિગેરે આપી રૂડા પ્રકારે સન્માન કીધું. હે પાર્વતી !!! એ પ્રમાણે કરી પછી રૂડા પ્રકારનાં પકવાન્ન ભોજન દુધ અને માવાનાં બનાવેલાં હતાં તે પોતાના આપ્ત સંબંધી મીત્ર વર્ગ સાથે બેસીને લીધાં. (૧૧–૧૨)

॥ ततश्चक्रे जागरणं जपंती विभुनामसा ॥
॥ वारांगना नृत्यगीतै रूपकै र्विविधैःशुभैः ॥१३॥

॥ पुराण चर्यया नाना भगवद्गुण कीर्त्तनैः ॥
॥ तत्व्रतस्य प्रभावेण रेमेतत्रैव भूपतिः ॥१४॥

અર્થ:—ત્યાર પછી આખી રાત્રી જાગરણ કરતાં પ્રભુના નામનો જપ કરવા લાગી. વારાંગનાને બોલાવી નાના પ્રકારનાં નૃત્ય ગીતો વાહિત્ર સાથે કરાવ્યાં. પુરાણની ચર્ચા અને વિધવિધ પ્રકારના ભગવદ્ ગુણ ક્રિર્ત્તન કરી જાગરણ પુરૂં કીધું. તે વ્રતના મહિમાથી પ્રસન્ન થયેલા નૃપતિ પણ ત્યાંજ રમણ કરવા લાગ્યા. (૧૩–૧૪)

॥ दिनानि कतिचित्तस्या विनयेन वशीकृतः ॥
॥ लेभे गर्भं ततोराज्ञी श्रीविनायक तोषतः ॥१५॥

॥ ततः शिष्टं प्रसादंतं समादाय समाययौ ॥
॥ सपत्न्या मंदिरं साध्वी तांददौ प्रेम संयुता ॥१६॥

અર્થ:—સુનીતાનો પરમવિવેક વિનય અને સદ્ગુણ સદ્વર્તનને જોઇ સંતોષ પામેલા રાજા એ સુનિતાના નિવાસમાં કેટલાએક દિવસ ગાળ્યા. તે વખતે શ્રીસત્યવિનાયક શ્રીગણપતિ મહારાજની કૃપાથી આ સુનીતા ગર્ભવતી થઇ. બીજી વાત એવી બની કે, તે સત્યવિનાયક વ્રતને બીજે દિવસે તે સાધ્વી સુનીતા રાત્રીનો અવશેષ રહેલો પ્રસાદ લઇને પોતાની શોક મદનાવતીને મહેલે આપવા ગઇ. અને અતિ પ્રેમથી તે પ્રસાદ આપ્યો. (૧૫–૧૬)

॥ सा दुष्टभावाता वीक्ष्य रुरोषसुभृशं हृदि ॥
॥ तस्याः प्रसाद मादाय मंदिराभिर वासयत् ॥१७॥
॥ प्रसाद् मर्पितं रोषा दूरंत्यक्तवतीखला ॥
॥ रुष्टासुष्वाप सामंच कोणेस्वां चलसंवृता ॥१८॥

અર્થ:—તે મદનાવતીએ પોતાની શત્રુ સુનીતાને ગણીને મનમાં ઘણોજ ક્રોધ લાવી તેની પાસેથી તમામ પ્રસાદ લઈ લઇને સુનીતાને પોતાના મકાનમાં ઘાલી દીધી સર્વ પ્રસાદ અત્યંત ક્રોધ કરીને રસ્તામાં ફેંકી દીધો અને પોતે પોતાના પલંગમાં એક ખુણે સુતી. (૧૭–૧૮)

॥ न ममर्ष समायातांपति प्रणय संयुतां ॥
॥ प्रसादस्यापमानेन तद्भक्ता याच्छलेनच ॥१९॥
॥ जातां कुष्ठ युतां दुष्टां प्रातस्तां वीक्ष्यभूपतिः
॥ जहौ निर्भर्त्स्य कुटिलां सुनयानिरतोभवत् ॥२०॥

અર્થ:—સુનિતા સાધ્વી સ્ત્રી છે એવો ચન્દ્રસેનને પ્રેમ લાગ્યો હતો અને તે પોતાના ઉત્કર્ષને લીધે તેની પાસે આવી એમ સમજીને મદનાવતીથી તે સહન થઈ શક્યું નહિં. વળી બીજી બાજુએ શ્રીઇષ્ટ ગુરૂદેવના પ્રસાદનું પુષ્કળ અપમાન કીધું. સાધવી સ્ત્રીથી દગો કીધો ને દુષ્કર્મ યોગથી મદનાવતીને તેજ રાત્રીએ તેના સર્વ અંગમાં કોઢ નામનો રોગ પેદા થયો. કુષ્ટરોગવાન સ્ત્રીને સવારે રાજા

જોઇ તે કુટીલ મદનાવતીનો ત્યાગ કીધો અને સુનિતાના પ્રેમને વશ રહ્યો. (૧૯-૨૦)

॥ सुषुवेसा सुतं सुभ्रूः पंचोच्चग्रहमंडिते ॥
॥ शुभे मुहूर्ते राजापि ददौ दानानि भूरीशः ॥२१॥
॥ ब्राह्मणेभ्यः पुत्रजन्म हृष्ट चित्तो यथार्हतः ॥
॥ कृत्वा तज्जात कर्मादि ज्योतिर्विदनुमोदितः ॥२२॥

અર્થઃ—ત્યારબાદ દિવસ પુરા થતાં જેના પાંચ ગ્રહ ઉચ્ચના છે એવા સુભ સમયમાં તે સુનીતા પ્રસુતા થતાં એક પુત્ર પ્રાપ્ત થયો. રાજા ચન્દ્રસેનને તે શુભ ખબર મળતાં રાજા પ્રસંન્ન થયો. બ્રાહ્મણોને ઘણાં દાન આપ્યાં. જ્યોતિષ શાસ્ત્રના નિયમ પ્રમાણે તે બાળકનો જાતકર્મ સંસ્કાર કીધો. (૨૧-૨૨)

॥ चक्रे लक्षमदं नाम्ना भूषया मास भूषणैः ॥
॥ अति प्रीति मति साध्वी सुनीताख भवत्तदा ॥२३॥
॥ सिषेवेऽहर्निशं भक्त्या प्रभुं सत्य विनायकम् ॥

॥ शिव उवाच ॥

॥ बभूवातितरां रुग्णा खिन्ना सामदनावती ॥२४॥

અર્થઃ—તે પુત્રનું નામ લક્ષ્યપદ એવું રાખ્યું. અને નાના પ્રકારના અલંકાર પહેરાવ્યા. એમ જોઇને સુનીતાને બહુજ આનંદ થયો. સુનિતા બહુજ પ્રેમ ભક્તિથી શ્રીસત્ય-વિનાયક માહારાજની નિત્યભક્તિ કરવા લાગી માહાદેવજી

પાર્વતીને કહે છે હે પાર્વતી !!! અહિંયાં મદનાવતીએ દેવ પ્રસાદની અવગણુના કરી અને સુનિતાને તીરસ્કાર કીધો તેને લીધે તેના સર્વ અંગમાં કોઢ નીકળ્યો હતો. તેથી દુખી થઈ. (૨૩–૨૪)

॥ पश्चात्तापवती पश्चात्सपत्नीं शरणं ययौ ॥
॥ तामाह सा साधुशीला भज सत्य विनायकम् ॥२५॥
॥ प्रसादस्यापमानेन दुःख भाक्त्वं वरानने ॥
॥ ततो गुरुं समाहूय नता स्वपतिना सह ॥२६॥

અર્થ:—આવી રીતનું પરિણામ આવવાથી તે મદનાવતીને પોતાના પાપ કર્મનો ઘણો પશ્ચાત્તાપ થયો. અંતે તે પોતાની મુર્ખાઈથી પસ્તાઇ સુનીતાને શરણુ ગઈ. સુનીતાએ તે દુઃખી મદનાવતીને જોઇ દયા લાવી કહ્યું કે હે મદનાવતી !!! તું પણ સત્યવિનાયક શ્રીગણપતિ મહારાજનું વ્રત કરવાનો નિશ્ચય કર–અને પ્રભુ પ્રાર્થનાસહ પુજન કર. હે સ્ત્રી !!! શ્રીસત્યવિનાયક માહારાજના પ્રસાદનું અપમાન કરવા વડે તને આ દુઃર્દશામાં આવવું પડયું છે. માટે તે દુઃખનો નાશ કરવા માટે શ્રીસદ્દગુરૂ માહારાજના ચરણુમાં પોતાના પાતસહ વર્ત્તમાન પડી. (૨૫–૨૬)

॥ स पत्न्या श्चैव पप्रच्छा वमानाघहरं शुभम् ॥
॥ उपायं सततं स्तस्याः सौहार्द परितोषितः ॥२७॥
॥ कथया मास चन्द्रेण सापराधेनसाधितम् ॥
॥ नामानि सुमुखाद्यानि जयपूर्वाणि सुंदरी ॥२८॥

**અર્થ**:—સદ્‌ગુરૂ માહારાજના ચરણકમલમાં આળોટતી સુનીતા શ્રીસત્યવિનાયક માહારાજના પ્રસાદની અવગણના કરવાથી મદનાવતીની આ દુર્દશા થઇ છે તેથી તે પાપના નાશને અર્થે અને પ્રભુ કૃપાની પ્રાપ્તિને માટે શું ઉપાય કરવો તે પુછવા લાગી સદ્‌ગુરૂ માહારાજ તેનાં વિનય વિવેકના વચનોથી સંતોષ પામ્યા. અને પૂર્વે કરેલા ચન્દ્ર-દેવતાના અપરાધની ક્ષમાપના માટે ચન્દ્રદેવતાએ જેમ સત્યાવનાયક માહારાજનું વ્રત કર્યું હતું. તે સઘળું તેને સંભળાવ્યું અને કહ્યું કે હે સુંદરી !!! सुमुखश्चैकदन्तश्च આ બારનામવાળા શ્રીૐકાર સ્વરૂપાકાર શ્રીમહાગણપતિ નામના પહેલાં જય શબ્દ અને વચ્ચે એકએક માસે એકએક અનુક્રમે નામ અને અંતે विनायक શબ્દ એવી રીતે દરેક માસે ઉચ્ચાર કરવાનો નિયમ રાખવો. (૨૭–૨૮)

॥ नित्यं विनायकां तानि प्रतिमासं प्रथक् पृथक् ॥
॥ यावत्कार्यं भक्षणाद्यं पूर्वमुक्त्वा कुरुष्वतत् ॥२९॥
॥ व्रतं चकारयामास पुनः पत्यातदर्थतः ॥
॥ तद्व्रतस्य प्रभावेण सापिरोगो ज्झिता भवत् ॥३०॥

**અર્થ**:—દરેક માસનાં નામ માઘ માસથી ગણવાનો પુરાણમાં મહિમા વર્ણવ્યો છે અને તે એવી રીતે કે માઘ માસની સુદી ૪ ને દીવસે जयसुमुखविनायक એમ બોલવું તે પછી કંઇ પણ ખાવું પીવું જવું આવવું યાદ કરવું. વિગેરે

પછી ફાગણ સુદી ૪ ના દિવસે " जय एकदंत विनायक " એમ નામસ્મરણ બાર નામ બાર માસ પર્યંત લેવાં એમ નિશ્ચય કરી વ્રત કરવાનો રિવાજ રાખ–એ પ્રમાણે કહી તે ભરદ્વાજ ગુરૂએ મદનાવતી પાસે વ્રત કરાવવા સુનીતાનેજ આજ્ઞા કરી તે વ્રત કરાવ્યું. તે વ્રતના પ્રભાવથી થોડા દિવસમાં તે મદનાવતી તે રોગના દુઃખમાંથી મુક્ત થઈ. ( ૨૯–૩૦. )

॥ ततो दृष्ट ममावो सौ चन्द्रसेनो नृपोत्तमः ॥
॥ प्रतिमासं सुपूजैनं देवं सत्य विनायकम् ॥३१॥
॥ नित्यं नियम संयुक्त स्ताभ्यां स्त्रीभ्यां बभूवह ॥
॥ कृत्वा देवालयं चारु सौवर्णं रत्न भूषितम् ॥३२॥

અર્થ:—એવી રીતે માસવ્રતના મહિમાના પ્રભાવથી પ્રસન્ન થયેલી મદનાવતી સાથે સુનીતા અને રાજા ચન્દ્રસેન પણ દર માસે વ્રત કરવા લાગ્યાં તેથી તેઓ ઘણાંજ સુખી થયાં. બંન્ને સ્ત્રીઓ સંપ ઐક્યતાથી રહેવા લાગી. અત્યંત પ્રેમભક્તિના નિયમથી રહેનારાં તે દંપતિએ પછી સુવર્ણનું રત્નજડીત એક શ્રીમહાગણપતિ મહારાજનું મંદિર બાંધ્યું. (૩૧–૩૨)

॥ तन्मध्ये स्थापया मास देवं सत्य विनायकम् ॥
॥ तत्पुर स्तीर्थ ममलं गुरोरुल्लंघनाघहम् ॥
॥ चक्रे ततः पप्रथे तद्भुवि कर्णावतंपुरम् ॥
॥ भुक्त्वा स विविधान्भोगानीप्सितान्देव दुर्लभान् ॥३४॥

**અર્થ**:—તે મંદિરમાં અત્યંત પ્રેમભક્તિવડે શ્રી ૐકાર-સ્વરૂપી સ્વતઃસિદ્ધસાકાર સ્વરૂપે શ્રીમહાગણુપતિ મહારાજની સ્થાપના કરી. સદ્‌ગુરૂની આજ્ઞા ઉલ્લંઘન દોષ હરનાર એમ મંદીર પછવાડે શુદ્ધતીર્થ પણ તૈયારજ કીધું ત્યારથીજ આ કર્ણાવત નગર સમગ્ર ભારતભૂમિમાં સુપ્રસિદ્ધ છે તે શ્રી-મહાગણુપતિ મહારાજના મહિમાથી છે. એવી રીતે શ્રીસત્ય-વિનાયક ગણુપતિ મહારાજની કૃપાથી ચન્દ્રસેન રાજા અતિ વૈભવ સાથે અનેક પ્રકારનાં સુખ ભોગવતો દેવને પણ દુર્લભ એવા વ્રતથી સુખી થયો. (૩૩–૩૪)

॥ पुत्रे राज्यं विनिक्षिप्य स्त्रिभ्यां कान्तारमाविशत् ॥
॥ व्रत प्रभावाच्छुद्धात्मा योग साधन तत्परः ॥३५॥
॥ स्वानंद मायुषोंते स ययौ सत्य विनायकम् ॥
॥ इदं व्रतं यः कुरुते नरः परम दुर्लभम् ॥३६॥

**અર્થ**:—વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રને રાજ્ય સોંપી બંન્ને ધર્મપત્ની સહવર્ત્તમાન વાનપ્રસ્થાશ્રમ ભુક્તમાન કરવા ગયા. અને શ્રીસત્યવિનાયક વ્રતના પ્રભાવથી અત્યંત શુદ્ધ બુદ્ધિમાન થઈ પોતાના આત્મારૂપ બિંદુજ્યોતિને મહાસાગરરૂપ પ્રભુના સ્વયંપ્રકાશ ચૈતન્ય જ્યોતિમાં મેળવવા યોગરૂપ સાધન કરવા લાગ્યા. આયુષ્યના અંતમાં બંન્ને સ્ત્રીઓ સહવર્ત્તમાન તે ધર્માત્મા રાજા ગુરૂકૃપાએ પોતાના આનંદરૂપ શ્રીપરમાત્મા ગણેશજીના ભુસ્વાનંદ લોકને પામ્યા

કે જે સર્વથી શ્રેષ્ઠપદે (વૈકુંઠ કૈલાસ આદિથી) છે. અને દેવને દુર્લભ છે તો મનુષ્યને કેમ દુર્લભ નહિ ? ? ? (૩૫-૩૬)

॥ शृणु याश्च कथां पुण्यां भुक्तिमुक्ति प्रदायिनीम् ॥

॥ सर्वान्कामानवाप्नोति सद्यः सत्य विनायकात् ॥३७॥

॥ पुत्रार्थिं लभते पुत्रान्धन कामो लभेद्धनम् ॥

॥ भार्यार्थीलभते भार्यां व्रतीसद्योनगात्मजे ॥३८॥

**અર્થ**:—આ મનુષ્ય લોકમાં નાના પ્રકારના સુખરૂપ ભોગની પ્રાપ્તિને અર્થે અને અંતે મોક્ષપ્રદ પુણ્ય પ્રાપ્તિરૂપ સ્વાનંદ લોકની પ્રાપ્તિને અર્થે આ વ્રતની કથા જે માણસ પ્રેમભક્તિએ શ્રવણ કરે તે મનુષ્યના સર્વ મનોરથ સફળ કરનાર તે સત્યવિનાયક શ્રીગણપતિ મહારાજ સમર્થજ છે. હે પાર્વતી ! ! ! આ સત્યવિનાયક વ્રત કરનારને પુત્રની ઇચ્છા હોય, ધનની ઇચ્છા હોય, સ્રીની ઇચ્છા હોય તો સર્વ પ્રકારની ઇચ્છા પ્રમાણે ફલદાતા તે સત્યવિનાયક મહારાજની કૃપાજ છે સર્વ પ્રાપ્ત થાય છે. (૩૭-૩૮)

॥ अंते स्वानंद माप्नोति भुक्त्वा भोगान्मनोगतान् ॥

॥ पार्वत्युवाच ॥

॥ वरदायां कथं सेव्यः प्रसादो व्रतिनाशिव ॥३९॥

॥ शिव उवाच ॥

॥ तिष्ठेत्स्वीकृत्य तीर्थं तत्ताद्दिने नियतोव्रती ॥

॥ पंचम्यां सेवयेत्पश्चात्पारणावसरे प्रिये ॥४०॥

**અર્થ**:—અને આ લોકનાં સર્વ પ્રકારના મનોરથો પુરા કરી અંતે તે સ્વાનંદલોકને પ્રાપ્ત થાય છે. આ સાંભળીને પાર્વતી બોલી. હે શંકર !!! આ સત્યવિનાયક વ્રત ભાદરવા સુદી ૪ ના રોજ કરાવવું. એમ આપે કહ્યું. પરંતુ તે દિવસે તો વ્રત ઉપોષણનો દિવસ છે, તે દિવસે ઘહુનો આટો વિગેરે પ્રસાદ કેવી રીતે લેવાય ??? માટે તે વિષે ખુલાસો કરો. પાર્વત્તીનો પ્રશ્ન સાંભળીને શંકર બોલ્યા. વરદ ચતુર્થિના રોજ વ્રત કરનારાએ તે ચતુર્થિ અગર ગમે તે ચતુર્થિએ વ્રત હોવાથી ઉપોષણ કરવાનું છે તેથી માત્ર દેવચર્ણામૃત તીર્થજ લેવું. અને પંચમીના પારણાં વેળાએ તે પ્રભુનો પ્રસાદ લેવો, એટલે અપમાન કહેવાય નહિ. (૩૯—૪૦)

॥ सुत उवाच ॥

॥ इतिवः कथितं नाना कथांतर समन्वितम् ॥
॥ व्रतं विनायकस्येदं शौनकाद्या महर्षयः ॥४१॥

॥ यथा शिवेन कथितं गिरिजायै शुभावहम् ॥
॥ ब्रह्मणा नारदायोक्त मादरात्पॅरि पृच्छते ॥४२॥

**અર્થ**:—સૂતપુરાણી બોલ્યા. હે શૌનકાદિ મહર્ષિઓ !!! આ પ્રમાણે કેવળ કલ્યાણકારક એવા શ્રીસત્યવિનાયક શ્રી-ગણપતિ મહારાજના વ્રતનો મહિમા શ્રીપાર્વતી પ્રત્યે પૂર્વે મહાદેવજીએ કહી સંભળાવ્યો હતો. અને નારદજીના કહે-

વાથી બ્રહ્માજીએ નારદમુનિને પણ તે કહ્યો હતો તે મેં જેમ સાંભળ્યું તેમ આ કળીયુગના પાપોથી મુક્ત થવા માટે અને તુરત અનુભવ આપનાર આ ચરિત્ર તમને કહી સંભળાવ્યું છે—તે પ્રમાણે વ્રત કરનાર આ જીવનમાં સુખથી રહેતાં અંતે પરમપદ સ્વાનંદલોકને પામે છે.

इति श्रीब्रह्मांडपुराणे शिवपार्वतीसंवादे श्रीसत्यविनायकोपाख्याने पंचमोऽध्यायः ॥ ॐ ॐ ॐ

श्री सत्य विनायकार्पणमस्तु ॥ ॐ तत्सत्ब्रह्मार्पणम् ॥

એ પ્રમાણે શ્રીબ્રહ્માંડ પુરાણનો શિવપાર્વતી સંવાદરૂપ શ્રીસત્યવિનાયક વ્રતની કથાનો પાંચમો અધ્યાય ગુજરાતી ટીકા સાથેનો પુરો થાય છે.

## સમાપ્ત.

આ સર્વ શ્રીૐકાર સ્વરૂપ સ્વયં ૐકારમૂર્તિ શ્રીસત્યવિનાયક મહારાજને અર્પણ છે.

ૐ ૐ ૐ



॥ ॐश्रीः ॥ कथाश्रवणोत्तरम् ॥ आचम्यप्राणानायम्य ॥ अद्यपूर्वोच्चारि० श्रीसत्यविनायककथाश्रवणसांगतासिद्ध्यर्थंपुस्तकपूजनपूर्वकंवाचकपूजनमहं करिष्ये ॥ इतिसंकल्प्य ॥ श्रीसरस्वत्यैनमइतिनाममंत्रेणगंधाद्युपचारैःपुस्तकपूजांकृत्वा ॥ श्रीव्यासस्वरूपिणेब्राह्मणायेदमासनमित्यादिपाद्यार्घ्याचमनीयगंध पुष्पाक्षतवस्त्रालंकारतांबूलफलदक्षिणाभिर्यथाविभवंपौराणिकपूजांकुर्यात् ॥ ॥ ततोभगवतेमहानैवद्यार्पणं ॥ आचम्यअद्यपूर्वो० प्रीत्यर्थंगंधादिपंचोपचारैःपूजन महंकरिष्ये ॥ इतिसंकल्प्य ॥ ॐ तस्माद्यज्ञात्सर्वहुतऋचः ॥ श्रीखंडंचं० ॥ ॐसत्यवि० ॥ चंदनं० अक्षता० ॥ ॐसत्यवि० ॥ अक्षतान्सम० ॥ ॐतस्माद्श्वा० ॥ माल्यादीनि० ॥ ॐ श्रीसत्य० ॥ पुष्पाणिस० ॥ ॐ यत्पुरुषं० ॥ वनस्पतिरसो० ॥ ॐ श्रीसत्य० ॥ धूपंस० ॥ ॐ ब्राह्मणोस्य० ॥ साज्यंच० ॥ ॐ श्रीसत्य० ॥ दीपंस० ॥ ॐ चंद्रमा० ॥ चतुर्विधान्नसंपन्नंमधुरंमोदकान्वितम् ॥ नैवेद्यंतेमया दत्तंभोजनंकुरुविघ्नप ॥ ॐ श्रीसत्य० ॥ महानैवेद्यंसम० ॥ अमृतो० ॥ प्राणाय० ६ ॥ नैवेद्यमध्येप्राशनार्थेपानीयंस० ॥ पुनःप्राणाय० ६ ॥ उत्तरापोशनंस० ॥ हस्तप्रक्षा० ॥ मुखप्रक्षा० ॥ आचमनीयं० ॥ करोद्वर्तनं० ॥ पूगीफलमितितांबूलं ॥ हिरण्यगर्भेतिदक्षिणां ॥ इदंफलमितिफलम् ॥ ततःआर्तिक्यम्

(आर्ती) नमोस्त्वनं० ॥ नमस्कार० यानिकानिचेतिप्रदक्षिणा ॥ मंत्रपुष्पांजलिंसमर्प्य। अनेनपंचोपचारपूजनेन श्रीसत्यविनायकः प्रीयतांनममम ॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥ ॥ अद्यपूर्वोच्चा० श्रीसत्यविनायकव्रतसांगतासिद्ध्यर्थंयथाशक्ति ( यथावकाशेन ) ब्राह्मणसुवासिनीसमाराधनमहंकरिष्ये ॥ तथाचभूयसींदक्षिणां दातुमहमुत्सृजे ॥ इतिसंकल्प्यभूयसींदद्यात् ॥ ततःसर्वेभ्यस्तीर्थप्रसादंदत्वास्वयंगृह्णीयात् ॥ तत्रतीर्थग्रहणमंत्रः ॥ अकालमृत्युहरणंसर्वपापविनाशनम् ॥ देवपादोदकंतीर्थंजठरेधारयाम्यहम् ॥ इतितीर्थमंत्रः ॥ प्रसादंहस्तेगृहीत्वा ॥ बहुजन्मार्जितंयन्मेदेहेस्तिदुरितंहितम् ॥ प्रसादभक्षणाद्यातुलयंसत्याविनायक ॥ इतिप्रसादंभुक्त्वा ॥ ब्राह्मणान्सुवासिनीश्चभोजयित्वा बंधुसुहृन्मित्रादिभिः सहस्वयंभुंजीत ॥ ततौरात्रौश्रीसत्याविनायकसान्निधौ वेदपठनभजननृत्यगायन नानावाद्यवादनादिभिर्जागरणंकृत्वा प्रातर्नित्यकर्मसादनानंतरमुत्तरपूजांकुर्यात् ॥ ॥ सायथा ॥ ॥ आचम्य प्राणानायम्य देशकालौसंकीर्त्य ॥ श्रीसत्यविनायकप्रीत्यर्थं आवाहितदेवतानामुत्तरपूजनमहंकरिष्ये इतिसंकल्प्य ॥ आवाहिताखिलदेवताभ्योनमः इतिनाममंत्रेणगंधाद्युपचारैः प्राथनांतंसंपूजयेत् ॥ ततोहस्तेअक्षतान्गृहीत्वा ॥ ॐउत्तिष्ठब्रह्मणस्पते० ॥यांतुदेवगणाःसर्वेपूजामादायपार्थिवात् ॥ इष्टकामप्रसिद्ध्यर्थंपुनरागमनायच ॥ इतिदेवतोपरिअक्षतान्निक्षिपेत् ॥ ॥ अथ-

पीठदानम् ॥ आचम्य ॥ अद्यपूर्वो० श्रीसत्यविनायकव्रतसां-
गतासिद्ध्यर्थं आचार्यायपीठदानंकरिष्ये ॥ तथाआचार्यपूजन-
महंकरिष्ये ॥ इतिसंकल्प्य आचार्यमासनपाद्यादिभिःसंपूज्य ॥
विप्रायवेदविदुषेश्रोत्रियायकुटुंबिने ॥ नरकोत्तारणार्थायअच्युतः
प्रीयतामिति ॥ इदंश्रीसत्यविनायकपीठदानंसदक्षिणाकंसतांबूलं-
शर्मणेब्राह्मणायतुभ्यमहंसंप्रददेप्रतिगृह्यताम् ॥ आचार्यः प्रति-
गृह्णामीतिवदेत् ॥ अनेनपीठदानेनश्रीसत्यविनायकःप्रीयतांनमम
॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥ कर्मांतेद्विराचामेत् ॥ ॥ शुभं
भवतु ॥ ॥ ॐ ॥



॥ ॐ श्रीपरमात्मने नमोनमः ॥

# अथ श्रीभवसंकटमोचन श्रीगणपति स्तोत्रम् ॥

ॐ एकाक्षराय प्रणवाय गजाननाय
विद्याधिशाय गजवक्त्र सुरेश्वराय
वागीश्वराय त्रिगुणातीत निष्कलाय
मोरेश्वराय भवसंकट मोचनाय. १

× × × ×

तुर्यातीताय परब्रह्म परेश्वराय
परमेश्वराय जगवंद्य सनातनाय
देवाधिदेव निखिलात्मकपूजनाय
मोरेश्वराय भवसंकट मोचनाय. २

× × × ×

कालातीताय स्वप्रकाश विकाशकाय
भूतं भवत् भविष्यकाल प्रकाशकाय
बुद्धिपतेः प्रियपति गजकर्णकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ३

× × × ×

लम्बोदराय विश्वात्मक दिव्यमूर्त्ते
सर्वेश्वराय विमलाय च ब्रह्ममूर्त्ते

आदीश्वराय गुरुवे जनतारणाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ४

× × × ×

भक्तप्रियाय निजभक्त सहायकाय
सिद्धेश्वराय सुखदाय च शान्तिदाय
मोक्ष प्रदाय जीव–ब्रह्म अभेदकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ५

× × × ×

विज्ञानकाय निजब्रह्मि भूतात्मकाय
हेरम्ब स्मर्ण चितपाप हरात्मकाय
गौरीसुताय शिव ध्यान धरात्मकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ५

× × × ×

कोशातीताय निधिपति नारायणाय
द्वैतात्मकाय जलशशी अद्वैतकाय
विश्वेश्वराय मनमंगल मूर्त्तिकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ७

× × × ×

गंगाधराय त्रिपुरासुर हन्तिकाय
व्याप्यात्मकाय विभु केशुविनाशनाय

जगदंबरूप महिसासुर मर्दनाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ८

× × × ×

वरदा चतुर्थि वरदाय विनायकाय
संकष्टनाशन पराय गणेश्वराय
विश्वंभराय बलि गर्वहरायकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ९

× × × ×

कीर्णात्मकाय व्यवहार प्रकाशकाय
जाग्रत् सुषुप्त स्थूल कारण कारणाय
मायाविभ्रान्त किल किल्मिषहारकाय
मोरेश्वराय भवसंकट मोचनाय. १०

× × × ×

दुर्बुद्धिनाशन सदोदित ज्योतिकाय
सिद्धःस्वयं स्वपर वाणिमनांतकाय
वाणीमनात्मक अहोनिश बुद्धिदाय
मोरेश्वराय भवसंकट मोचनाय. ११

× × × ×

माया मयाय च विहीन विलासकाय
आद्यंत जीवपद नेति सदाशिवाय

सोहं उपास्य अधिष्ठान परात्पराय
मोरेश्वराय भव संकट मोचनाय. १२

× × × ×

कर्मातीताय च विशेष क्रियात्मकाय
प्रत्यक्षकाय च परोक्ष सुदर्शकाय
ॐ ॐ स्वरूप गुरु मूर्ति गजाननाय
मोरेश्वराय भव संकट मोचनाय. १३

× × × ×

हेनाथ!!नाथ!!!शरणागत वत्सलाय
करुणा कराय सच भक्त सुभक्तिदाय
स्वानंददाय पद योगी विनायकाय
मोरेश्वराय भव संकट मोचनाय. १४

× × × ×

॥ संकष्ट नाशनं स्तोत्र भव बंध विमुक्तये ॥
॥स्व स्वानंद मवाप्नोति सद्गुरोः चर्णांबुजे ॥ १५

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्रीस्वामि विनायक योगी महाराज
कृत भव संकट मोचन स्तोत्रं संपूर्णम् ॥

॥ ॐ तत्सत् ॥

॥ ૐ ॥

# " આરતી "

---

જય જય ૐકારનાથ–જય ગણપતિ સ્વામી–ગુરૂ (૨)
સિદ્ધિવિનાયક દેવા (૨) જય અંતરયામી. જય જય–ટેક.

સ્વતઃ પ્રમાણ ઉપાસ્ય–પુરણ બ્રહ્મ પ્રભો–ગુરૂ (૨)
હરિહર વિધિ માનવમાં (૨) **બુદ્ધિપતિ** છો વિભો. જય. ૧

વિઘ્નહરા વિશ્વંભર–મનવાણી પર છો–ગુરૂ (૨)
**ગીતા** જ્ઞાન પ્રકાશક (૨) આપ પરાત્પર છો. જય. ૨

ભક્ત ઉદ્ધારક નાથ–જ્યાં ત્યાં આપ વહ્યા–ગુરૂ (૨)
બાવન બાહ્યાંતરમાં (૨) આપ પ્રકાશી રહ્યા. જય. ૩

કરૂણાકર લંબોદર–પંચાયતન ભાવે–ગુરૂ (૨)
અભેદ ગુણાતીત પોતે (૨) વેદશાસ્ત્ર ગાવે. જય. ૪

પરમધામ પરમાર્થ–જ્યોતિરૂપ વિલસો–ગુરૂ (૨)
યોગી વિનાયક સ્વામી (૨) સદાએ ધ્યાન વસો. જય. ૫



# જાહેર ખબર.

સર્વ સનાતન વૈદિક શ્રૌતસ્માર્ત્ત કર્માનુષ્ઠાન નિષ્ઠ-ધર્મ ધુરંધર પવિત્ર સજ્જન ભક્તરાજ બંધુઓ-પોતાના સ્વધર્મ-કર્મ-ઉપાસના ભક્તિની જાગૃતીને માટે-અવશ્ય ધ્યાન આપશે.

આધુનિક સમયમાં કળીયુગ તામસ વ્યવહારની જાહોજલાલીને લીધે-સ્વધર્મી બંધુઓની ધર્મ વ્યવહાર સ્થિતિ અસ્ત વ્યસ્ત જેવી થઈ પડી છે. દેશની અવનતિના તમામ માર્ગો ખુલ્લા થઇ પડયા છે. જેથી સ્વધર્મિ ભાઇઓ અને બ્હેનોને ઘણીજ અગવડ ભોગવવી પડી છે. એવા સમયે પોતાના સનાતન ધર્મના બળને માટે તેમ સુભક્તજનોના કલ્યાણને માટે આ શ્રી મહાગણુપતિના મંદિર ખાતે ઘણાં નવાં અને શાસ્ત્રોક્ત ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર સાથેનાં ગ્રંથો છપાવી તૈયાર રાખેલાં છે. જેમને આ સનાતન વૈદિક ધર્મની પ્રેમભક્તિની પ્રભુ કૃપા હોય તેમણે અહિંથી ગ્રંથો મંગાવી પોતાનું કલ્યાણ ઇચ્છવું. તા. ૧-૭-૨૯.

| | |
|---|---|
| શ્રી લક્ષ્મીવિનાયક ગણુપતિ મંદિર-લુણાવાડા. ગોધરા થઇને. | રસિકપ્રસાદ ભુલેશ્વર મ્હેતા. શ્રીગણુપતિ મંદિરના વહિવટદાર લુણાવાડા. |